# નવીન મેટ્રીક્યુલેશન ઇતિહાસ

[ પ્રશ્નોત્તરરૂપે ]

# બ્રિટીશ યુગ



લેખક:

અનુભવી શિક્ષક

પ્રકાશક:

શ્રી ગજાનન પુસ્તકાલય,

બુકસેલર અને પબ્લીશર્સ

ટાવર રોડ, સુરત.

કીંમત ચાર આના

અંગ્રેજી છઠ્ઠા અને સાતમા ધોરણ માટે

# નવીન મેટ્રીક્યુલેશન ઇતિહાસ

## બ્રિટિશ યુગ

[ પ્રશ્નોત્તરરૂપે ]

[ મુંબઇ યુનિવર્સીટીના અંગ્રેજી છઠ્ઠા તથા સાતમા ધોરણ માટેના નવા સુધારેલા અભ્યાસક્રમ મુજબ ]

લેખક :

અનુભવી શિક્ષક

પ્રકાશક :

શ્રી ગજાનન પુસ્તકાલય

બુકસેલર અને પબ્લીશર

ટાવરરોડ, સુરત

ઇ. સ. ૧૯૩૯ ]

[ કીંમત ચાર આના

આવૃત્તિ ૧લી

નવેમ્બર ૧૯૩૫.

## બીજા નવીન પુસ્તકો

| | | |
|---|---|---|
| સ્ટુઅર્ટ અને હેનોવર યુગ બ્રીટીશ રાજ્ય બંધારણ સાથે | પ્રશ્નોત્તરરૂપે | ૦–૮–૦ |
| મુસલમાન યુગ | ” | ૦–૪–૦ |
| પ્રાચીન યુગ | ” | ૦–૪–૦ |
| મરાઠા યુગ | ” | ૦–૪–૦ |
| ઇંગ્લંડ તથા હિંદુસ્તાનનું રાજ્યબંધારણ | ” | ૦–૪–૦ |

પ્રકાશક :
હીરાલાલ છોટાલાલ ઠક્કર
માલીક :
શ્રી ગજાનન પુસ્તકાલય
ટાવરરોડ, સુરત.

મુદ્રક :
શા. વિઠ્ઠલદાસ ફીકાભાઈ
'સુંદર' પ્રીન્ટીંગ પ્રેસ,
કણપીઠ–બજાર
સુરત.

# બ્રિટિશ યુગ

## યૂરોપિયન પ્રજાઓ

[ **પોર્ટુગીઝ લોકો :** ઈ. સ. ૧૪૯૪. વાસ્કો-ડી-ગામાએ હિંદ આવવાનો દરિયાઈ માર્ગ શોધી કાઢ્યો અને કેલીકટ બંદરે વેપાર શરૂ કરવાની પરવાનગી મેળવી.

ઈ. સ. ૧૫૦૮. પોર્ટુગીઝ વાઇસરોય આલ્બુકર્ક હિંદુસ્તાન આવ્યો અને ગોવા તેમજ બીજી કેટલીક જગ્યાઓ જીતી લીધી. પોર્ટુગીઝના વેપારથી આરબોનો વેપાર નાશ થયો અને હિંદી મહાસાગરમાં પોર્ટુગીઝ લોકો સત્તાવાન બન્યા. આલ્બુકર્ક ઘણો હોશિયાર હતો. તેણે નિશાળો સ્થાપી, સતીનો રિવાજ અટકાવ્યો અને હિંદી સૈનિકનું લશ્કર પોતાના વેપાર અને સત્તાની સલામતી માટે રાખ્યું.

પોર્ટુગીઝ લોકોના હાથમાં ઈ. સ. ૧૫૦૦થી ૧૬૦૦ સુધી હિંદનો વેપાર હતો. તેઓ હિંદવાસીઓ પ્રત્યે ક્રૂર અને અન્યાયી થયા તેથી તેમની સત્તા પડી ભાંગી.

**ડચ લોકો :** ઈ. સ. ૧૬૦૨માં ડચ લોકોએ "ડચ ઈસ્ટ ઇન્ડિયા કંપનિ સ્થાપી. ઈ. સ. ૧૬૧૯માં જાવામાં સંસ્થાન સ્થાપ્યું અને પોર્ટુગીઝ લોકોનો વેપાર તોડી પાડી તેમને હિંદુસ્તાનમાંથી હાંકી કાઢ્યા. હિંદુસ્તાન સાથેનો વેપાર તેમણે ઈ. સ. ૧૬૦૦થી ૧૭૦૦ સુધી સાચવી રાખ્યો. તેઓના હાથમાં ચીનસુરા, કાલીકટ અને મદ્રાસ હતાં. અઢારમા સૈકાની શરૂઆતમાં તેઓનો વેપાર પડી ભાંગ્યો.

**અંગ્રેજ લોકો :** પોર્ટુગીઝ અને ડચ પ્રજાને પગલે ચાલી અંગ્રેજ લોકોએ પણ હિંદ સાથે વેપાર શરૂ કર્યો. ઈ. સ. ૧૬૦૦માં તેઓએ "ઈસ્ટ ઇન્ડિયા કંપનિ" સ્થાપી. ઈ. સ. ૧૬૧૨માં સુરતમાં કોઠી સ્થાપી અને

કીલ્લો બાંધ્યો. ઈ. સ. ૧૬૩૯માં ચંદ્રનગરીના રાજા પાસે અંગ્રેજોએ મદ્રાસ ખરીદ્યું અને ત્યાં સેન્ટ ફોર્ટ જ્યોર્જ નામનો કિલ્લો બાંધ્યો. ઈ. સ. ૧૬૬૧માં પોર્ટુગીઝ રાજા તરફથી પોતાની બેટીના લગ્ન પ્રસંગે મુંબઈ અંગ્રેજોને બંદરમાં મળ્યું. ઈ. સ. ૧૬૯૦માં ઔરંગઝેબના પરવાનગીથી તેઓએ કલકત્તામાં ફોર્ટવિલિયમ નામનો કિલ્લો બાંધ્યો.

**ફ્રેન્ચ લોકો :** ઈ. સ. ૧૬૦૪માં તેઓએ વેપાર શરૂ કર્યો અને "ફ્રેન્ચ ઇસ્ટ ઇન્ડિયા કંપનિ સ્થાપી. ઈ. સ. ૧૬૭૪માં પોન્ડિચરી ખરીદ કર્યું. ઈ. સ. ૧૬૮૮માં ઔરંગઝેબ પાસેથી ચંદ્રનગર મેળવ્યું. ફ્રેન્ચ લોકોનો ગવર્નર ડુપ્લે બહુ બાહોશ હતો અને તેની ઉમેદ હિંદમાં રાજ્ય સ્થાપવાની હતી પણ અંગ્રેજો સામે ફ્રેન્ચ લોકો ટકી શક્યા નહિ. ]

## Q. 1. Why did the European Nations anchor their ships on the land of India ?

સ. ૧. યુરોપિઅન પ્રજાઓ હિંદુસ્તાન શા માટે આવી ? તેના કારણ લખો.

દુનીઆના ઇતિહાસમાં પંદરમી સદીમાં હિંદુસ્તાન કળાકૌશલ્યમાં એક્કો ગણાતું. યુરોપના દેશો ઇંગ્લાંડ, ફ્રાન્સ, પોર્ટુગલ, વગેરે હિંદના કાપડથી મુગ્ધ થતાં. કળાકૌશલ્ય તેમજ હિંદની આબાદીથી તે દેશોના મન હિંદ આવવા લલચાયાં હતાં. હિંદનો વેપાર બીજા દેશો સાથે ધમધોકાર ચાલતો. આ અરસામાં તુર્કો એ ૧૪૫૩ માં કોન્સ્ટાન્ટિનોપલ હાથ કર્યું. હિંદનો વેપાર મુસલમાનોના હાથમાં ગયો. તે સમયે યુરોપના દેશોને હિંદમાંથી આવતા માલ ઉપર જ અવલંબી રહેવું પડતું હતું. જ્યારે તે દેશોને હિંદનો માલ મળતો બંધ થયો ત્યારે તેઓને હિંદ આવવાનો માર્ગ શોધવાની ફરજ પડી. ૧૪૯૮ માં પોર્ટુગલની પ્રજાએ હિંદને કિનારે પહેલ વહેલો પગ મૂક્યો. પોર્ટુગીઝ નૌકા નાયક વસ્કો–ડી–ગામા ૧૪૯૮ માં કાલિકટ આવ્યો અને હિંદ શોધવાનું માન ખાટી ગયો. ત્યાર પછી ડચ અથવા વલંદા પ્રજા હિંદમાં દાખલ થઈ. ઈ. સ. ૧૬૦૦ માં અંગ્રેજ પ્રજા હિંદમાં આવી અને છેલ્લી ફ્રેન્ચ પ્રજા ૧૬૦૪ માં હિંદ આવવામાં ભાગ્ય શાળી બની.

આ ચારે પ્રજાનો હિંદ આવવાનો વિચાર પહેલાં ફક્ત વેપાર કરવાનો જ હતો; તેથી પંદરમી સદીમાં હિંદમાં આ યુરોપિઅન વેપારી પ્રજાઓએ પગલાં માંડયાં અને ધીમે ધીમે હિંદનો વેપાર દરેક પ્રજા હાથ કરવા માટે હરિફાઈમાં ઉતરી.

## Q. 2. Give an account of the Portuguese and the Dutch.

સ. ૨. પોર્ટુગીઝ અને ડચ પ્રજાનો ટુંકમાં હેવાલ આપો.

ઈ. સ. ૧૪૯૮માં પહેલ વહેલો વેપાર અર્થે પોર્ટુગીઝ નાવિક વાસ્કો-ડી-ગામા હિંદના કાલિકટ બંદરે ઉતર્યો. પોર્ટુગીઝોએ ધીમે ધીમે વેપારના હક્કો મેળવ્યા અને વેપાર શરૂ કર્યો. પાછળથી વેપારમાંથી તેમનામાં રાજ્ય સત્તા મેળવવાની ભાવના પેદા થઈ. હિંદના રાજ્યોમાં અંધાધુંધી જોઈને પોર્ટુગીઝો હિંદુસ્તાનમાં સામ્રાજ્ય સ્થાપવા લલચાયા. ધીરે ધીરે તેઓએ અમુક સંસ્થાનો હાથ કર્યાં. મલાક્કા ઓરમાઝ, દીવ, દમણ, અને ગોઆ વગેરે સ્થળે આલ્મિડા આલ્બુકર્ક વગેરે પોર્ટુગીઝ ગવર્નરોએ રાજ્ય સત્તા સ્થાપી. પોર્ટુગીઝોનું સૈન્ય ઉચ્ચ દરજ્જાનું કસાયલું હતું. તેમજ હિંદના રાજાઓમાં અંદર અંદર કુસંપ હતો આથી એ લોકો રાજ્ય સત્તા જમાવી શકયા પણ તેઓની ચડતી સાથેજ પડતી પણ થઈ. સ્પેને પોર્ટુગલ જીત્યું. પોર્ટુગલોની આંતરિક વ્યવસ્થા ખરાબ હતી. વેપારનાં નાણા રાજ્ય સત્તામાં વપરાતાં. તેઓએ હિંદમાં પોતાનો ખ્રિસ્તી ધર્મ સ્થાપવા માટે અયોગ્ય પગલાં લીધાં તેથી હિંદી પ્રજા ના ખુશ થઈ. હિંદમાં પોર્ટુગીઝ સત્તાને કાયમ રાખવા માટે તેઓ પાસે હિંદમાં લાયક અમલદારો પણ ન હતાં. તેમજ પોર્ટુગીઝ પ્રજા સાથે ગાઢ સંબંધ બાંધવા આંતર જાતિય લગતી પ્રથા પણ તેમની પડતીમાં કારણ ભૂત હતી. તેમજ બ્રિટિશ અને ડચ પ્રજાની વધતી જતી દરિયાઈ સત્તાથી પોર્ટુગીઝની સત્તાને ફટકો પડયો. આલ્બુકર્ક જેવા મહાન નરની પણ ખોટ હિંદમાં પોર્ટુગીઝોને જણાઈ. આખરે ૧૦૦ વર્ષની સત્તા પછી પોર્ટુગીઝોની સત્તાનો સૂર્ય અસ્ત પામ્યો. હાલમાં હિંદમાં પોર્ટુગીઝ લોકોના સંસ્થાનોમાંના ફક્ત દીવ, દમણ અને ગોઆ છે.

ડચ અથવા વલંદાઓ પોર્ટુગીઝને પગલે ચાલી હિંદ આવ્યા. દરીઆઈ સત્તામાં આગળ વધ્યાથી પોર્ટુગીઝોને હરાવી તેઓએ હિંદમાં પગ પેસારો કર્યો અને વેપાર કરવો શરૂ કર્યો. ૧૬૦૨ માં હૌટમાન નામનો ડચ સરદાર હિંદ આવ્યો અને " ધી ડચ ઇસ્ટ ઇન્ડિઆ કંપનિ સ્થાપી. ધીરે ધીરે સીલોન, અંબોયના, કાનાનોર વગેરે ડચ લોકોએ પોર્ટુગીઝ પાસેથી પડાવ્યા. આ ઉપરાંત બીજા પણ સંસ્થાનો પોતાના કર્યાં પણ અંગ્રેજોનો ઉદય થવાથી ડચોની સત્તા આથમતી ગઈ. અને એક પછી એક બધાં સંસ્થાનો અંગ્રેજોએ ડચો પાસેથી પડાવી લીધાં. યુરોપમાં પણ ડચ સત્તાનો અંગ્રેજોએ નાશ કર્યો અને વર્સેલ્સની સંધિથી હિંદના સર્વ સંસ્થાનો અંગ્રેજોને આપવા પડ્યા. હાલમાં ડચોનું એક પણ સંસ્થાન હિંદમાં નથી.

Q. 3. Write short notes on:-( I ) Vascode Gama, (2) Albuquerque.

સ. ૩. નીચેના વિષે ટુંક નોંધ લખોઃ-(૧) વાસ્કો ડી ગામા. (૨) આલ્બુકર્ક.

(૧) **વાસ્કો-ડી-ગામા:**—કોલંબસ હિંદ શોધવા ઇ. સ. ૧૪૯૨માં નીકળ્યા પણ તેણે હિંદને બદલે અમેરિકા શોધી કાઢ્યો. આથી પોર્ટુગલના રાજાએ વાસ્કો-ડી-ગામાને હિંદ શોધવા મોકલ્યો. આ નાવિક આટલાંટિકનો બડો ભોમિયો હતો. તેણે પોતાની મુસાફરી શરૂ કરી અને દક્ષિણ આફ્રિકાની પ્રદક્ષિણા કરી. તે ૧૪૯૮માં કાલિકટને કિનારે ઉતર્યો. કાલિકટના રાજા ઝામોરિને તેને આવકાર આપ્યો, પણ આરબોની ઇર્ષાને લીધે ઝામોરિને વાસ્કો-ડી-ગામાને કાઢી મૂક્યો. વાસ્કો-ડી-ગામા પોર્ટુગલ ગયો. ત્યારપછી બે વાર તે હિંદ આવ્યો. ત્રીજીવાર તે ૧૫૨૪માં હિંદમાં આવ્યો અને ત્રણ વર્ષ પછી કોચીનમાં મૃત્યુ પામ્યો. યુરોપી પ્રજાને હિંદનો માર્ગ શોધી આપનાર બહાદુર નાવિક વાસ્કો-ડી-ગામા ઇતિહાસમાં **હિંદનો શોધનાર** તરીકે પ્રખ્યાત છે.

(૨) **આલ્બુકર્ક:**—તેનામાં નાનપણથીજ યુદ્ધ તેમજ સાહસથી નામના મેળવવાની ધગશ હતી. તે આલ્મેડા પછી ઈ. સ. ૧૫૦૯માં હિંદના

ગવર્નર તરીકે આવ્યો. તેણે જોયું કે ફક્ત કોઠીઓ સ્થાપવાથી કંઈ પોર્ટુગીઝોની સત્તા વધવાની નથી. માટે જો સત્તાધીશ થવું હોય તો થોડાંક સંસ્થાનો પણ પોતાના કરવાં જોઈએ. આથી ગોઆ, મલાક્કા, એડન વગેરે હાથ કર્યા; આમાં તેની દીર્ઘદ્રષ્ટિ જણાઇ આવે છે. તે એક જબરો મુત્સદ્દી હતો. તેનીજ નીતિથી પોર્ટુગીઝોની સત્તાનો જરા પણ ઉદય થવા પામ્યો. તે તેના ન્યાયપણા અને ઉદારતાને માટે જાણીતો છે. આલ્બુકર્કે પોતાના દેશની અમૂલ્ય સેવા બજાવી, પણ આખરે પોર્ટુગલના રાજાએ તેને ઇ. સ. ૧૫૧૫માં તેના અધિકાર પરથી બરતરફ કર્યો. આથી તેના હૃદયને ઘા લાગ્યો અને તેને લીધે મૃત્યુ પામ્યો. આ પોર્ટુગીઝ મહાન નરે હિંદમાં પોર્ટુગીઝ સત્તાનો પાયો નાંખ્યો અને પોર્ટુગીઝ રાજ્ય સ્થાપ્યું. તેના પછી કોઈપણ તે સત્તાને વધુ મજબુત કરી શક્યું નહિ અને આલ્બુકર્ક સાથેજ હિંદમાંથી પોર્ટુગીઝોની સત્તાનો અંત આવ્યો એમ કહીએ તો ખોટું તો નજ કહેવાય.

## અંગ્રેજ અને ફ્રેન્ચ લોકો વચ્ચે હરિફાઈ

[અંગ્રેજ અને ફ્રેન્ચો વચ્ચે વેપારની હરિફાઈ વધવા માંડી અને ઇ. સ. ૧૭૪૪માં યુરોપમાં બન્ને પ્રજા વચ્ચે યુદ્ધ થયું તેથી હિંદુસ્તાનમાં પણ તેમની વચ્ચે યુદ્ધ થયું.

**પહેલો કર્નાટક વિગ્રહ :** ડુપ્લેએ ઇ. સ. ૧૭૪૬માં મદ્રાસ લીધું. કર્નાટકના નવાબ અન્વરુદ્દીનખાને તે શહેર પાછું સોંપવાની માંગણી કરી. ડુપ્લેએ તેમ કરવા ના પાડી એટલે ફ્રેન્ચ અને કર્નાટકના નવાબ વચ્ચે યુદ્ધ થયું, તેમાં નવાબ હારી ગયો. ત્યારપછી ફ્રેન્ચોએ સેન્ટ ડેવીડના કિલ્લા પર હુમલો કર્યો અને પોન્ડીચરીને ઘેરો ઘાલ્યો.

ઇ. સ. ૧૭૪૮માં યુરોપમાં એલાશાપેલની સંધિ થઇ અને યુદ્ધ

બંધ પડયું. બન્ને પ્રજાઓ વચ્ચે હિંદમાં પણ યુધ્ધ બંધ થયું અને મદ્રાસ અંગ્રેજ લોકોને પાછું મળ્યું.

**બીજો કર્ણાટક વિગ્રહ :** ઈ. સ. ૧૭૪૮માં નીઝામ ઉલમુલ્ક મરણ પામ્યો અને તેની ગાદી માટે તેના બન્ને છોકરા-મુઝફ્ફરઝંગ અને નાસીરજંગ વચ્ચે તકરાર ઉભી થઈ. તે ઉપરાંત અન્વરૂદ્દીન અને ચંદાસાહેબ વચ્ચે પણ ગાદી માટે તકરાર ઉભી થઈ.

તકરારી પક્ષોએ ફ્રેન્ચ અને અંગ્રેજોની મદદ મેળવી. શરૂઆતમાં ફ્રેન્ચોએ મુઝફ્ફરજંગ અને ચંદા સાહેબનો પક્ષ લીધો. અંગ્રેજોએ નાસીરજંગ અને મહમદઅલીનો પક્ષ લીધો. વિગ્રહને પરિણામે નાસીરજંગ મરણ પામ્યો, મુઝફ્ફરજંગ નિઝામ થયો અને ચંદા સાહેબ કર્નાટકનો નવાબથયો. મુઝફ્ફરજંગનું ત્યારપછી ખુન થયું અને તેની જગ્યાએ સલાબતજંગ ગાદીએ આવ્યો. આ વખતે હિંદમાં ફ્રેન્ચ લોકોની સત્તા વધારેમાં વધારે હતી. બુસીએ મહમદઅલીને હરાવ્યો. તે ટ્રીચીનાપોલીમાં નાસી ગયો.

ઇ. સ. ૧૭૫૧માં કલાઇવે આર્કટને ઘેરો ઘાલ્યો અને તે જીત્યું. તે વખતે ચંદા સાહેબે ટ્રિચીનાપોલીને ઘેરો ઘાલ્યો હતો. આર્કટ જીત્યા પછી અંગ્રેજ લશ્કર ટ્રિચીનાપોલી તરફ ગયું. ચંદાસાહેબ મરણ પામ્યો અને તેનું લશ્કર તાબે થયું,

આ વિગ્રહને પરિણામે ફ્રેન્ચ સત્તા તૂટી અને કર્નાટકના નવાબ તરીકે મહમદઅલી ગાદી પર બેઠો.

**ત્રીજો કર્નાટક વિગ્રહ :** યુરોપમાં પાછું યુદ્ધ શરૂ થયું એટલે અંગ્રેજ અને ફ્રેન્ચ વચ્ચે હિંદુસ્તાનમાં પણ યુધ્ધ શરૂ થયું.

ફ્રેન્ચ લશ્કરે ફોર્ટ સેન્ટ ડેવીડ અને મદ્રાસને ઘેરો ઘાલ્યો પણ ઈંગ્લંડથી નવું લશ્કર આવી પહોંચતા સર આયરકૂટની સરદારી હેઠળ એક લશ્કર ગયું અને તેણે ઈ. સ. ૧૭૬૧માં પોન્ડીચરી લીધું.

આ લડાઇના પરિણામે ફ્રેન્ચોનો વેપાર તદ્દન પડી ભાંગ્યો અને તેમની વેપારની પેઢી પડી ભાંગી.]

Q. 4. When did the French come to India ? What were their motives of coming ? Who came in their way in establishing power in India ?

સ. ૪. ફ્રેન્ચો હિંદુસ્તાનમાં ક્યારે આવ્યા ? તેઓનો હિંદ આવવાનો શો હેતુ હતો ? તેઓની રાજ્ય સ્થાપવાની ઉમેદ શા માટે પાર પડી નહિ ?

હિંદ દેશની આબાદીથી અને પોર્ટુગીઝો, વલંદા તેમજ અંગ્રેજોને વેપાર કરીને હિંદમાંથી પુષ્કળ ધન લઈ જતાં જોઇને, ફ્રેન્ચોનું પણ હિંદ આવવા માટે મન લલચાયું. આમ વેપાર અર્થે ફ્રેન્ચોએ અંગ્રેજો પછી એટલે ઈ.સ. ૧૬૦૪માં હિંદ આવવા કાફલો ઉપાડયો. ફ્રેન્ચોએ પોંડીચેરી, કારીકલ, યાનામ, ચંદ્રનગર વગેરે સ્થળે પોતાના થાણાં જમાવ્યાં. સુરત, ભરૂચ વગેરે જગાએ પણ તેઓ વેપાર કરવા લાગ્યા.

પહેલાં ફ્રેન્ચોનો હિંદ આવવાનો આશય ફક્ત વેપાર પુરતોજ હતો. પણ પાછળથી હિંદની પરિસ્થિતિનું અવલોકન કરતાં તેમનામાં રાજ્યસત્તાની ભાવનાએ પણ ઘર ઘાલ્યું.

આપણે જોયું કે ફ્રેન્ચો પહેલાં, હિંદમાં અંગ્રેજો વેપાર માટે આવેલા. આ બંને પ્રજા વચ્ચે અસલથીજ વેરઝેર તો હતુંજ. યુરોપમાં તો હતુંજ અને હિંદમાં પણ બંને પ્રજા—ફ્રેન્ચ અને અંગ્રેજ—એકબીજાને ઇર્ષાની દૃષ્ટિએજ નિહાળતાં.

હિંદમાં આ બંને પ્રજાનો વેપાર ધમધોકાર ચાલતો હોવાથી તે વેપારના રક્ષણ માટે તેઓને પોતપોતાનું સૈન્ય તો હતુંજ. એક પછી એક દરેક પ્રજાની કંપનિની સંખ્યામાં પણ દિવસે દિવસે વધારો થતો ગયો. અને તેથી દરેકને એક મોટી સંયુક્ત કંપનિ બનાવવાની ફરજ પડી. આ હરિફ પ્રજાઓનાં વધતા જતાં વેપારથી દરેકનામાં ઈર્ષા જન્મી. અંગ્રેજોમાં પ્રથમ ફ્રેન્ચના વધતા જતા હિંદના રાજદરબારોમાં માનમરતબાથી ઈર્ષા પેદા થઈ અને તેઓને પણ રાજ્યસત્તા સ્થાપવા માટે વિચાર આવ્યો. અત્યાર પહેલાં ફક્ત અંગ્રેજોનું ધ્યાન વેપારમાંજ હતું. ઈર્ષાને લઈને ફ્રેન્ચો અને અંગ્રે-

જોમાં લડાઈની વૃત્તિ પેદા થઈ અને આ વૃત્તિએ હિંદમાં પણ બંને પ્રજાને લડાવી. આજ કારણોથી ૩ કર્ણાટક વિગ્રહ પણ થયાં અને આખરે ફ્રેન્ચોની હિંદમાં રાજ્યસત્તા સ્થાપવાની અને અને અંગ્રેજોને હિંદમાંથી હાંકી મુકવાની આશા ઈ. સ. ૧૭૬૩માં પારિસની સંધિથી ધૂળ ભેગી થઈ ગઈ. હાલમાં ફ્રેન્ચોના હાથ નીચે પાંચ સંસ્થાનો પોંડીચેરી, ચંદ્રનગર, યાનામ, માહી, અને કારિકલ સિવાય એક મથક હિંદમાં નથી. આવી રીતે અંગ્રેજો ફ્રેન્ચોની રાજ્ય સ્થાપવાની મહત્વકાંક્ષાની વચ્ચે આવ્યા અને ફ્રેન્ચોના સુંદર સ્વપ્ના ઊડી ગયાં.

Q. 5. What were the causes and the effects of the three Karnatic Wars ?

સ. ૫. પહેલા, બીજા અને ત્રીજા કર્ણાટક વિગ્રહના કારણો અને તેનાં પરિણામ વિષે લખો.

**કર્ણાટકનો પહેલો વિગ્રહ :—**આપણે જોયું કે હિંદમાં અંગ્રેજ અને ફ્રેન્ચ વચ્ચે વેપારમાં કાતીલ હરિફાઈ થતી. વેપારથી ફ્રેન્ચોની ઈચ્છા હિંદના રાજ્યતંત્રમાં માથું મારવાની થઈ. આમ ધીરે ધીરે ફ્રેન્ચોમાં રાજ્ય લોભના બી વવાયાં. આ સાથે અંગ્રેજોનું પણ ફ્રેન્ચોને જોઈ હિંદની રાજ્ય સત્તા મેળવવા મન લલચાયું. પહેલેથી યુરોપમાં તો બંને પ્રજા વચ્ચે અણબનાવ હતો પણ હિંદમાં પણ વેપાર અને રાજ્યસત્તા માટે તેઓ એક બીજા તરફ દુશ્મનની નજરે જોતાં. ઈ. સ. ૧૭૪૪માં યુરોપમાં ઑસ્ટ્રિયાની ગાદીના વારસ માટે લડાઈ થઈ. આ લડાઈમાં ફ્રાન્સ ઈંગ્લાંડની સામા હતું. આથી હિંદમાં પણ આ તકનો લાભ લઈ ફ્રેન્ચોએ કર્ણાટક આગળ અંગ્રેજો સાથે યુધ્ધ કર્યું. અને ૧૭૪૬માં ફ્રેન્ચોએ અંગ્રેજો પાસેથી મદ્રાસ જીતી લીધું. ૪૪ લાખ રૂપીઆના બદલામાં અંગ્રેજોએ ફ્રેન્ચોને મદ્રાસ પાછું આપી દેવા વિનવ્યા. પણ મહાન ડુપ્લેએ ચોકખી ના પાડી. ખરૂં જોતાં મદ્રાસ તો કર્ણાટકના નવાબના તાબામાં હતું. તે બંને પ્રજાને વેપારનો જ ફક્ત હક્ક નવાબે આપેલો. આથી નવાબે ડુપ્લે પાસે મદ્રાસ માંગ્યું.

ડુપ્લેએ ન આપ્યું. ફ્રેન્ચ અને નવાબ વચ્ચે યુધ્ધ થયું. નવાબ હાર્યો. પણ એ અરસામાં (૧૭૪૮)માં યુરોપમાં **એલાસાપેલની સંધિ** થઈ. હિંદમાં પણ ફ્રેન્ચોને આ સંધિની રૂએ અંગ્રેજોનો જીતાયલો મુલક–મદ્રાસ પાછો આપવો પડયો. આ હિંદના વિગ્રહથી એમ માલમ પડ્યું કે હિંદના સૈન્ય કરતાં ફ્રેન્ચોનું સૈન્ય બળ વધુ છે. ફ્રેન્ચોની છાપ સારી પડી.

**બીજો કર્ણાટક વિગ્રહ:**–ઈ.સ. ૧૭૪૮માં નિઝામ આસફજાહ મૃત્યુ પામ્યો. તેની ગાદી માટે તેના દીકરા નાસીરજંગ અને તેના પૌત્ર મુઝફ્ફરજંગ વચ્ચે ખટપટ ઉભી થઈ. પરિણામે મામા અને ભાણેજ એક બીજાની સામે લડવાને તૈયાર થયા. આખરે ફ્રેન્ચોની મદદથી મુઝફ્ફરજંગ જીત્યો. નાસીરજંગ હાર્યો અને માર્યો ગયો. ફ્રેન્ચોએ મુઝફ્ફરજંગને નવાબ બનાવ્યો. પણ ત્યાં તેનું ખુન થયું અને છેવટે સલાબતજંગ–નિઝામના બીજા પુત્રને ગાદી મળી. આ પણ ફ્રેન્ચોનો મળતીઓજ હતો. આથી મદદના બદલામાં ફ્રેન્ચોને ઉત્તર સરકારના મહેસુલમાંથી મુક્ત કર્યા.

તેજ સમયે કર્ણાટકના નવાબની ગાદી માટે ચંદાસાહેબે ત્યાંના નવાબ અન્વરૂદ્દીનને અંબુર પાસે હરાવી માર્યો. આ ચંદાસાહેબ પણ ફ્રેન્ચ ગવર્નર ડુપ્લેનો મિત્ર હતો એટલે તેની મદદ હતી. આથી ચંદાસાહેબ કર્ણાટકનો નવાબ થયો. અન્વરૂદ્દીનનો પુત્ર મહમદઅલી નાસી બ્રિટિશની મદદે ગયો કારણ તેનો પિતા અંગ્રેજોનો દોસ્ત હતો. હવે એક તરફ ચંદાસાહેબ અને ફ્રેન્ચ અને બીજી તરફ મહમદઅલી અને અંગ્રેજો વચ્ચે યુદ્ધ થયું.

મહમદઅલી ચંદાસાહેબથી ગભરાઈને ત્રિચિનાપલ્લીમાં અંગ્રેજોની મદદની આશાએ ભરાઈ રહ્યો હતો. અંગ્રેજોને પણ શું કરવું તેની ગમ પડી નહિ. આગીને વખતે ક્લાઇવ આગળ આવ્યો અને તેની યુક્તિ પ્રમાણે અંગ્રેજોએ ચંદાસાહેબની રાજધાની આર્કટપર છાપો માર્યો. આથી ત્રિચિનાપલ્લીનો ઘેરો ઉઠાવી લઈ નાબડતોબ ચંદાસાહેબે તેના પુત્ર રાજા સાહેબને મોકલ્યો પણ તે આખરે આર્ની આગળ હાર્યો. ઈ. સ. ૧૭૫૧ અને ક્લાઈવે કાંજે વરમ લીધું. અંગ્રેજોએ ફ્રેન્ચોને કાવેરીપાક પાસે હરાવ્યા. ૧૭૫૨ ચંદાસાહેબ નાઠો પણ તાંજોર પાસે તેનું ખૂન થયું. હવે મહમદ-

અલી છુટયો. અને કર્ણાટકનો નવાબ થયો. પોંડીચેરી આગળ ફ્રેન્ચો અને અંગ્રેજો વચ્ચે પણ સંધિ થઈ ૧૭૫૫. (૧) કર્ણાટકના નવાબ તરીકે મહમદઅલીને ફ્રેન્ચોએ સ્વીકારવો. (૨) દેશી રાજ્યની ખટપટમાં અંગ્રેજો તેમજ ફ્રેન્ચોએ માથું ન મારવું. (૩) એક બીજાના જીતાયલા મુલકો પાછા આપવા. આ વખતે અંગ્રેજોએ એક તરકટ રચ્યું અને ફ્રાન્સની સરકારને દુપ્લે વિશે ઉંધું ભંભેર્યું. પરીણામે દુપ્લેને ફ્રાન્સ જવું પડ્યું.

**ત્રીજો કર્ણાટક વિગ્રહ:**—ઈ. સ. ૧૭૫૬માં યુરોપમાં સપ્ત વાર્ષિક યુધ્ધ ફાટી નીકળ્યું. ત્યાં ફ્રેન્ચ અને અંગ્રેજ લડતાં હતાં આથી હિંદમાં પણ બંને પ્રજાની વચ્ચે યુદ્ધ થયું. લેલીએ **સેંટડેવિડનો** કિલ્લો પોતાનો બનાવ્યો અને લેલીએ હૈદરાબાદમાંથી ફ્રેન્ચ સરદાર બુસીને બોલાવ્યો. આમ તેનો બોલાવવાનો વિચાર એવો હતો કે મદ્રાસ પર ઘેરો ઘાલી અંગ્રેજોને હંમેશને માટે હાંકી કાઢવા. તેઓએ મદ્રાસ પર છાપો પણ માર્યો. પરંતુ કર્નલ કુટે વાંદીવાસ આગળ ૧૭૬૦માં ફ્રેન્ચોને હરાવ્યા. અને ફ્રેન્ચોના સંસ્થાનો અંગ્રેજોના હાથમાં ગયા. પરંતુ આ અરસામાં ૧૭૬૩માં યુરોપમાં **પારિસની સંધિ થઈ**, આ સંધિથી ફ્રેન્ચોની હિંદમાં મધ્યવર્તી સત્તા સ્થાપવામાં હવાઈ કિલ્લાઓ ભાંગી પડયા; અને ફક્ત હિંદમાં પાંચ ફ્રેન્ચ મથકો સિવાય બધું અંગ્રેજોના હાથમાં ગયું. પોંડીચેરી, ચંદ્રનગર, માહી, કારિકલ અને યાનામ ફ્રેન્ચ સંસ્થાનો ફ્રેન્ચ સત્તાની હજુ પણ હિંદમાં સાક્ષી ભૂત તરીકે રહ્યાં છે.

હિંદમાં અંગ્રેજો ફાવ્યા; અને ફ્રેન્ચો બીજાને હિંદમાંથી કાઢી મૂકવાના આશયો સેવતાં પોતાને જ અંતમાં હિંદમાંથી જવું પડયું. વેપારી મંડળીઓએ વેપારમાંથી રાજ્યલોભને ધારણ કર્યો અને અંતે હિંદમાં એક પરદેશી અંગ્રેજી વેપારી મંડળીએ રાજ્ય જમાવવા માંડયું.

# ક્લાઈવ : અંગ્રેજ સામ્રાજ્યનો સ્થાપનાર

રિચર્ડ ક્લાઇવનો જન્મ ઇ.સ. ૧૭૨૫માં થયો હતો. ઈ. સ. ૧૭૪૪ માં કંપનિની નોકરીમાં કારકુન તરીકે હિંદુસ્તાન તે પહેલો વહેલો આવ્યો. ઈ. સ. ૧૭૫૧માં આર્કટના ઘેરા વખતે પોતાની યુદ્ધ કળાથી તે નામીચો બન્યો. ફ્રેન્ચની સત્તા હિંદમાંથી નાબુદ કરવાનો તેનો મોટો હિસ્સો હતો. ઈ.સ. ૧૭૫૬માં તે ફરી પાછો હિંદ આવ્યો. પ્લાસીનું યુદ્ધ તેણે જીત્યું અને હિંદમાં તેણે અંગ્રેજ સામ્રાજ્ય સ્થાપ્યું. તેના કામની કદરમાં તેને બંગાળાનો ગવર્નર બનાવવામાં આવ્યો. તે પાછો ઈ. સ. ૧૭૬૦ માં ઇંગ્લંડ ગયો અને પાછો ઈ. સ. ૧૭૬૫ માં લાર્ડ ક્લાઇવ તરીકે હિંદ આવ્યો. ક્લાઇવે મોગલ પાદશાહ શાહઆલમ પાસેથી કંપનિ માટે બંગાળા, બિહાર અને ઓરિસાની દીવાની લખાવી લીધી.

ક્લાઇવ એક બહાદુર સૈનિક અને દીર્ઘદ્રષ્ટિવાળો રાજદ્વારી મહાન પુરુષ હતો. પોતાની નાદુરસ્ત તબીયતને લીધે ઈ. સ. ૧૭૬૭માં તે ફારેગ થયો અને તેને ઘણું માન મળ્યું. પણ તેના વિરોધીઓએ તેના પર કોર્ટમાં કામ ચલાવ્યું અને તેથી તેણે પોતે આપઘાત કર્યો.

ક્લાઇવે પોતાના અમલ દરમ્યાન કેટલાક સુધારા દાખલ કર્યા. કંપનિના નોકરોના પગાર વધાર્યા કે જેથી તેઓ ખાનગી ધંધો ન કરે. લશ્કરી ખર્ચ કમી કર્યો. ક્લાઇવે દ્વિરાજ્ય પદ્ધતિ દાખલ કરી. શરૂઆતમાં આ પદ્ધતિ ઘણી વખણાઈ પણ પાછળથી તેના દોષો માલમ પડયા.

ક્લાઇવના વખતમાં પહેલો મ્હૈસુર વિગ્રહ (ઈ. સ. ૧૮૬૭–૬૯); પ્લાસીસનું યુદ્ધ ઈ. સ. ૧૭૫૭ માં; પટનાનું યુદ્ધ ઈ. સ. ૧૭૫૮ માં; પટનાનું બીજુ યુદ્ધ ઈ. સ. ૧૭૬૦ માં; વગેરે જાણવા લાયક યુદ્ધો થયાં હતાં.

પ્લાસીના યુદ્ધ પછી અંગ્રેજો હિંદુસ્તાનના ધણી થયા અંગ્રેજોએ બંગાળામાં મુખ્ય સત્તા સ્થાપી. મ્હૈસુર વિગ્રહથી દક્ષિણ હિંદમાં અંગ્રેજોની

સત્તા વધી. અંગ્રેજો વેપારી મટી મુસદ્દીઓ અને રાજ્યકર્તાઓ થયા. દેશી રાજાઓ ઇસ્ટ ઇન્ડિયા કંપનિના આશ્રિતો બન્યા.]

**Q. 6. Give a short account of the struggle between the French and the English for supremacy in India; and give the causes of the failure of the French.**

**સ. ૬. હિંદમાં અંગ્રેજ અને ફ્રેન્ચો વચ્ચે રાજ્યસત્તા માટે જે હરિફાઈ થઇ તે વિષે લખો. ફ્રેન્ચોની પડતીનાં કારણો આપો.**

અંગ્રેજો અને ફ્રેન્ચો વચ્ચે યુરોપમાં તો તકરાર હતીજ પણ હિંદમાં વેપાર માટે આવ્યા પછી પણ તેઓમાં 'ઉંદર બિલ્લી'ના જેવી સ્થિતિ કાયમજ હતી. વેપારમાં તો હરિફાઈ થતી પણ ધીરે ધીરે રાજ્યસત્તા સ્થાપવા માટે પણ દરેકના દિલમાં એક બીજા પ્રત્યે ઇર્ષા જન્મી. આથી કર્ણાટકના ત્રણ વિગ્રહ થવા પામ્યા. (કર્ણાટકના ત્રણ વિગ્રહ માટે જુઓ સવાલ ૫માની હકીકત.)

આખરે આ કર્ણાટકના યુદ્ધો પછી ફ્રેન્ચોની સત્તા સ્થાપવાના સ્વપ્ન ધૂળમાં મળી ગયાં. અંગ્રેજો જીત્યાં, તેઓની સત્તા વધી. તેઓ અજય કહેવડાવવા લાગ્યા. ફ્રેન્ચની સત્તાનો સૂર્ય આથમી ગયો.

**ફ્રેન્ચોની પડતી કારણ:-**(૧) ફ્રેન્ચ સરકારે હિંદમાં ફ્રેન્ચોને બનતી મદદ મોકલી નહિ. (૨) ફ્રેન્ચ સરદારોમાં કુસંપે ઘર ઘાલ્યું હતું. (૩) અણીને વખતે મહાન ફ્રેન્ચ મુત્સદ્દી દુપ્લેને ફ્રાન્સ બોલાવી લીધો. (૪) દુપ્લેના પછીના ફ્રેન્ચ અમલદારોમાં જોઈએ તેટલું પાણી ન હતું. (૫) ફ્રેન્ચોનું નૌકાબળ અંગ્રેજોના નૌકાબળની ટક્કર ઝીલી શકે એટલું બળવાન હતું નહિ. (૬) ફ્રેન્ચો પાસે પુરતા નાણાં ન હતાં છતાં હિંદના કારભારમાં માંથુ મારતાં. (૭) લેલિએ ઉત્તર સરકારમાંથી બુસિને બોલાવી લેવામાં ભયંકર ભૂલ કરેલી. (૮) યુરોપના યુદ્ધની સંધિના સમયે ફ્રેન્ચ

સરકાર પોતાનો હિંદનો લાભ ન જોતી. ટુંકમાં હિંદના પોતાના મુલકની પરવા જ ન કરતી.

**Q. 7. Desbribe briefly the Third Karnatic War.**

સ. ૭. ત્રીજા કર્ણાટક વિગ્રહનું વર્ણન કરો.

જુઓ સવાલ ૫ માની હકીકતનો છેલ્લો ભાગ.

**Q. 8. Give a short account of the career of Duplex.**

સ. ૮. ડુપ્લેનું ટુંક જીવન વૃત્તાંત આપો.

ડુપ્લેનો જન્મ ૧૬૯૭માં થયો હતો. તે ચંદ્રનગરના નાયબસુબા તરીકે પહેલાં આવ્યો. ત્યારપછી તેની પ્રતિભાએ તેને પોંડીચેરીનો ગવર્નર બનાવ્યો. હિંદમાં ફ્રેન્ચ રાજ્ય સ્થાપવાના સ્વપ્ન તેણે પહેલવહેલાં દીઠાં. તેની દીર્ઘદષ્ટિ અજબ હતી. તેનામાં અપૂર્વ દેશાભિમાન હતું. દેશાભિમાનમાં ડુપ્લેએ પોતાનું ધન અને પોતાની અમૂલ્ય જીંદગી પણ કુરબાન કર્યાં. જો તેને ફ્રેન્ચ સરકારે પુરતાં નાણાં તેમજ સૈન્યમાં પૂરતી મદદ કરી હોત તો ડુપ્લેના, હિંદુસ્તાનમાં ફ્રેન્ચ રાજ્ય સ્થાપવાના, સ્વપ્ન શું ખોટાં પડતે?

ફ્રેન્ચોની સત્તા હિંદમાં પહેલાં કર્ણાટકના વિગ્રહથી વધી એ ડુપ્લેને આભારી છે. બીજા કર્ણાટક વિગ્રહમાં પણ અંગ્રેજોના હાંજા ડુપ્લેએજ ગગડાવ્યા. અંગ્રેજોએ આથી ફ્રાન્સની સરકારને ડુપ્લેને પાછો ફ્રાન્સ બોલાવી લેવા ભંભેર્યું. ડુપ્લેને પાછું ફ્રાન્સ જવું પડ્યું. ૧૭૫૪ની આખરે ડુપ્લેના ફ્રાન્સ પાછા જવાની સાથે હિંદની ફ્રેન્ચ સત્તા પણ તેની સાથેજ નબળી પડી. ડુપ્લે ફ્રાન્સ ગયો અને હિંદમાં ફ્રેન્ચ સત્તાના પાયા પણ ડગમગવા લાગ્યા.

ડુપ્લે એક બડો મુત્સદ્દી હતો. તેણે હિંદના રાજારજવાડાઓમાં પગપેસારો કરી તેઓને પોતાના રમકડાં જેવાં બનાવેલાં. તે આપણે કર્ણાટકના વિગ્રહમાં જોયું. તેણે હિંદમાં અજબ શોધ કરી જે અગાડી જતાં અંગ્રેજોને પણ હિંદ મેળવવામાં ઉપયોગી થઇ પડી. તેણે પહેલા કર્ણાટક વિગ્રહ વખતે જોયું કે હિંદી લશ્કરને પણ જો યુરોપીઅન ઢબ પ્રમાણે તાલીમ

આપવામાં આવે તો તે પણ યુરોપી સૈન્યની સાથે જરૂર ટક્કર લઈ શકે. એક નાનું સારૂં કેળવાયલું સૈન્ય બીન કેળવાયલા મોટા સૈન્યને થાપ આપી શકે. તેમજ તેણે જોયું કે હિંદી લશ્કર હિંદીઓ સામે નિમકહલાલીથી લડી શકે છે. તેમજ ખર્ચ પણ તેમાં થોડો આવે છે, હિંદમાં નબળાં થઇ ગયલા રાજ્યોને સાથ આપવાથી ફ્રેન્ચ સત્તા પણ સ્થાપી શકાશે.

આમ કરવાથી ડુપ્લેએ ફ્રેન્ચોની આબરૂ ઘણી વધારી. ડુપ્લેએ આવતાંની સાથે ફ્રેન્ચ કંપનિના વેપારમાં પણ વૃદ્ધિ કરી. હિંદમાં ઘણી ફ્રેન્ચ કોઠીઓ નાંખી તેમજ જાપાન, ચીન અને ટિબેટ સુધી વેપાર ચલાવ્યો. ટુંકમા ડુપ્લેએ ફ્રાન્સને માટે પોતાનો પ્રાણ પણ પાથર્યો.

ડુપ્લેને ફ્રાન્સ પાછો બોલાવી લીધા પછી ફ્રાન્સની સરકારે તેના પર દાવો માંડયો અને તેમાં તેને એક ભીખારી જેવો કરી દીધો. ફ્રાન્સે તેની સેવાની ભેટમાં ડુપ્લેના ઘરબાર લઈ લીધાં. આ આઘાતથી ડુપ્લે ૧૭૬૪માં મૃત્યુ પામ્યો.

ડુપ્લે જો ફ્રાન્સમાં ન જન્મ્યો હોત અને ફ્રાન્સ સિવાય કોઈ બીજા દેશમાં જન્મ્યો હોત તો તે દેશની સરકાર તેની કુરબાનીનો બદલો શું ઘાતકીપણા અને ક્રૂરતાથીજ આપતે ખરી કે?

**Q. 9. Write short notes on:-(1) Count de Lally; (2) Bussy.**

સ. ૯. નીચેના વિષે ટુંક નોંધ લખો:-(૧) લેલી (૨) બુસી.

(૧) **લેલી** :-તેનો જન્મ ૧૭૦૦માં થયો હતો. તે નાનપણથીજ યુદ્ધ કળામાં પ્રવિણ હતો. તેની યુધ્ધમાં અજબ પ્રવિણતા જોઈ ને ફ્રેન્ચ સરકારે, જ્યારે યુરોપમાં સપ્તવાર્ષિક યુદ્ધ ફાટી નીકળ્યું (૧૭૫૬મ) ત્યારે તેને હિંદુસ્તાન મોકલાવ્યો. તેને મોકલવાનો ફ્રેન્ચ સરકારનો આશય એ હતો કે તે ઝટ અંગ્રેજોને હિંદમાંથી હાંકી કાઢી ફ્રેન્ચ સત્તા સ્થાપી શકે. તે ઈ. સ. ૧૭૫૮ પોંડીચેરી આવ્યો. તેણે આવી ત્રીજા કર્ણાટક વિગ્રહમાં ફોર્ટ-સેંટ-ડેવીડનો કિલ્લો પોતાનો બનાવી જમીનદોસ્ત કરી નાંખ્યો. ઉત્તર

સરકારમાંથી બુસીને બોલાવવામાં ભયંકર ભૂલ લૅલીએ કરી; કારણુ બુસીની ઉત્તરે સરકારમાં ઘણીજ જરૂર હતી. લૅલીએ ત્યારપછી તરતજ મદ્રાસ પર છાપો માર્યો પણ પોંડીચેરીની સરકારે તેને મદદ નહિ આપી. છેવટે વાંદીવાશ આગળ સર આયર કૂટે લૅલીને હાર ખવડાવી. અહીંથીજ ફ્રેન્ચ સત્તાનો અંત આવ્યો. લૅલીએ ફ્રેન્ચ સત્તા સ્થાપવા માટે ધીરજ અને અડગતાથી પ્રયત્નો કર્યાં પણ ૧૭૬૧ની પોંડીચેરીની હારથી લૅલીના દિવસો પણ ગણાવવા લાગ્યાં. તે ફ્રાન્સ ગયો ત્યાં તેની સરકારે તેને તરતજ કેદ કર્યો. પાછળથી તેનો કેસ ચાલ્યો. અને ફ્રાન્સની સરકારે લૅલીની સેવાના બદલામાં ફાંસી આપી. ૧૭૬૬.

(૨) **બુસી:**—તે એક પ્રખ્યાત ફ્રેન્ચ સરદાર હતો. તેણે સલાબત-જંગને બીજા કર્ણાટક વિગ્રહ વખતે હૈદરાબાદની ગાદીએ બેસાડી ઉત્તર સરકાર પ્રાંત ફ્રેન્ચોને અપાવ્યો. બુસીએ નિઝામના રાજ્યમાં રહીને ફ્રેંચ સત્તાનો પાયો મજબુત કર્યો. ફ્રેન્ચોની આબરૂ હિંદી રજવાડાઓમાં વધારવામાં તેણે સારો ભાગ ભજવ્યો હતો. બુસીની જરૂર જ્યારે હૈદરાબાદમાં હતી ત્યારે લૅલીએ તેને બોલાવ્યો અને બુસીનું કામ અધુરું પડયું. છેવટે લૅલીની મદદે જતાં વાંદીવાશના યુદ્ધમાં બુસી અંગ્રેજોના હાથમાં કેદ પકડાયો; ૧૭૬૦ વિગ્રહ પુરો થતાં બુસી અંગ્રેજોના હાથમાંથી છૂટયો અને ફ્રાન્સ ગયો. ત્યાર પછી પણ ફ્રાન્સની સેવા બજાવવા હિંદ તે આવ્યો પણ થોડા સમયમાં તે મૃત્યુ પામ્યો. ઈ. સ. ૧૭૮૩ માં. બુસીએ ફ્રાન્સની સેવા ઉત્તમ અને પ્રમાણિકપણે કરી હતી.

**Q. 10. What were the services rendered by Duplex to his Mother Country? What were the causes of the failure of the French?**

**સ. ૧.** ડુપ્લેએ પોતાની માતૃભૂમિ માટે શું સેવા હિંદમાં બજાવી? ફ્રેન્ચોની નિષ્ફળતાના કારણો આપો.

જુઓ ૧ લા ભાગ માટે સવાલ ૮ મો અને ૨ જા ભાગ માટે ૬ ઠ્ઠા સવાલનો પાછલો ભાગ.

Q. 11. Give a short history of the East India Company from the date of its foundation to their struggle with the French in the Karnatic.

સ. ૧૧. ઇસ્ટ ઇન્ડિઆ કંપનિની સ્થાપના થઇ ત્યારથી તે કર્નાટકનો વિગ્રહ થયો ત્યાર સુધીનો ઈ. ઇન્ડિઆ કંપનિનો ટુંક ઇતિહાસ લખો.

હિંદમાંથી પોર્ટુગીઝ અને વલંદાઓને બહોળો વેપાર કરીને ધન ઘસડી જતા જોઈને અંગ્રેજોને પણ હિંદ આવવા મન થયું. ઈ. સ. ૧૫૯૯માં ડચ લોકોએ (વલંદા) મસાલાનો ભાવ બમણો કર્યો, આથી અંગ્રેજોને એ ભાવ આપવો ન પરવડવાથી તેઓએ પણ ઈ. સ. ૧૬૦૦માં એક કંપનિ સ્થાપી. આ કંપનિને રાણી એલિઝાબેથે હિંદ સાથે વેપાર કરવા સનદ આપી. ૧૬૦૦. "ઇસ્ટ ઇંડીઆ કંપનિ"ના નામે એક અંગ્રેજ કાફલો હિંદ આવવા ઉપડયો. આ લોકોને પોર્ટુગીઝ અને ડચ લોકો સાથે વેપારની વૃદ્ધિ માટે ટક્કર લેવી પડતી હતી.

ઈ. સ. ૧૬૧૨માં અંગ્રેજોએ પહેલ વહેલી કોઠી સુરતમાં નાંખી. ઈ. સ. ૧૬૧૫માં ઈંગ્લંડના રાજાએ સર ટોમસરોને હિંદમાં જહાંગીર બાદશાહ પાસે મોકલ્યો. આ એલચીની મહેનતથી આખી મોગલ સામ્રાજ્યમાં વેપાર કરવાને અંગ્રેજોને છૂટી મળી. આગળ જતાં તેઓએ મુંબઈ, મદ્રાસ અને કલકત્તા વગેરે સ્થળોએ પણ પોતાના વેપારની કોઠીઓ નાંખી. અંગ્રેજોએ પોતાની સહીસલામતી માટે દક્ષિણ હિંદમાં મદ્રાસ આગળ "ફોર્ટ જ્યોર્જ" અને "ફોર્ટ સેંટ ડેવીડ" બંધાવ્યા અને પૂર્વ હિંદમાં–કલકત્તામાં "ફોર્ટ વિલિયમ". આ પછી સુરતની વેપારની કોઠી કાઢી નાંખી અને તે કલકત્તા લઇ ગયા.

આ પ્રમાણે દિન–પ્રતિદિન અંગ્રેજોનો વેપાર વધતો ગયો અને ઇંગ્લાંડથી "ઇસ્ટ ઇંડીઆ કંપનિ"ની ઇર્ષા કરી બીજી કંપનિ પણ હિંદ આવી. હવે આ બન્ને અંગ્રેજ કંપનિ વચ્ચે વેપાર માટે ચડસાચડસી થતી. તેથી ઈંગ્લાંડના તાજે ૧૭૦૨માં બન્ને કંપનિને એક બનાવી, અગાઉના સર્વે વેપારી હક્કો તેને આપ્યા.

તેથી "યુનાઇટેડ ઇસ્ટ ઇંડીઆ કંપનિ"ના નામે તે કંપનિ હિંદમાં વેપાર કરવા લાગી. અંગ્રેજોએ સુરત, અમદાવાદ, ભરૂચ, મુંબઈ, મદ્રાસ, કલકત્તા વગેરે સ્થળોએ વેપારની કોઠિઓ સ્થાપી કંપનિ પોતાનો વહીવટ અંગ્રેજ કાયદા પ્રમાણેજ ચલાવતી. પોતાના માણસોને શિક્ષા પણ તે પ્રમાણેજ કરતી તેમજ પોતાના રક્ષણ માટે હથીયાર પણ પોતાના શત્રુ સામે વખત આવે ઉપાડતી. પરંતુ કંપનિનો મુખ્ય હેતુ તો વેપાર કરવાનો જ હતો. પણ ડચ, પોર્ટુગીઝ અને ફ્રેન્ચોનું જોઈ તે પણ રાજ્ય સત્તા મેળવવામાં આગળ પડી. દિવસે દિવસે તેણે વેપાર સાથે પોતાના સંસ્થાનો સ્થાપી અને કિલ્લાઓ બંધાવી, હિંદી રાજ્ય કારભારમાં માથું મારી પોતાની આબરૂ વધારી.

Q. 12. Give an account of the establishment of the English in Bengal.

સ. ૧૨. બંગાળામાં અંગ્રેજ રાજ્યની સ્થાપના કેવી રીતે થઇ તેનો ટુંક હેવાલ આપો.

ઈ. સ. ૧૬૫૧માં ઇસ્ટ ઇન્ડીઆ કંપનિએ હુગલીમાં વેપારને માટે કોઠી નાંખી. ૧૬૯૦માં કલકત્તામાં પાયો નાંખી વેપાર શરૂ કર્યો. અહીં ફ્રેન્ચોથી બચવા માટે તેઓએ ફોર્ટ વિલિયમ બાંધ્યો. અહીં ફરૂખશીઅર પાસે અંગ્રેજોએ જકાત આપવાની માફી મેળવી. આનો લાભ અંગ્રેજો મોટો લેતા. આથી બીજા અંગ્રેજ વેપારીઓ પણ બીન અંગ્રેજ વેપારીઓ માફક બીન જકાતે વેપાર કરતા. તેથી બાદશાહને પ્રાંતની ઉપજમાં ખોટ જવા લાગી.

અલીવર્દીખાન પછી બંગાળાના સુબેદાર તરીકે ઇ.સ. ૧૭૫૬માં સિરાજ-ઉદ્દૌલા આવ્યો. તે સ્વભાવે તીખો હતો. અંગ્રેજ વેપારીઓને તે કાતર નજરે જોતો. આથી જ્યારે અંગ્રેજો ફોર્ટ વિલિયમને સમરાવતા હતા ત્યારે સિરાજઉદ્દૌલાએ તે કામ મોકુફ કરવાને ફરમાન કાઢ્યું. અંગ્રેજોએ તે ફરમાન ફેંકી દીધું અને પોતાનું કામ જારી રાખ્યું. નવાબ ગુસ્સે ભરાયો અને મોટું સૈન્ય લઇ કલકત્તા તરફ ધસ્યો. અંગ્રેજોની કોઠી લૂંટી. કલકત્તા સર કર્યું.

અંગ્રેજો નાસી ગયા અને કેટલાંક નવાબના કેદી બન્યાં. કેદી બનેલો મોટો "કલકત્તા કારા ગૃહ"નો ભોગ બન્યો. (આ કારાગૃહ વિષે ઇતિહાસકારોમાં બે મત છે) ક્લાઇવ અને વૉટસન જેવા અંગ્રેજ મહારથીઓ કેદી બને-લાંની મદદે ધાયા. નવાબ હાર્યો; અને અંગ્રેજોના હાથમાં કલકત્તા ગયું. સિરાજઉદ્દૌલાએ અંગ્રેજોને કિલ્લો બાંધવા સંધિની રૂએ પરવાનગી આપી.

સિરાજઉદ્દૌલાને ઉપલી હાર સાલતી હતી. તેથી તે ફ્રેન્ચોની સાથે છૂપાછૂપા પત્રવહેવાર કરવા લાગ્યો. જ્યારે અંગ્રેજોએ ફ્રેન્ચોનું ચંદ્રનગર જીત્યું ત્યારે નવાબના ક્રોધનો પાર રહ્યો નહિ. અંગ્રેજોએ ફ્રેન્ચો પાસે બધાં સંસ્થાનો ખેંચી લઈ અંગ્રેજોને આપી દેવા નવાબને કહ્યું. નવાબે ચોકખી ના પાડી. આથી કપટી ક્લાઇવે એક કાવત્રું રચ્યું. સિરાજઉદ્દૌલાના સેનાપતિને નવાબ બનાવવાનું વચન આપી અણીને વખતે દગો દેવા પ્રેર્યો. બનાબના સેનાપતિ મીરજાફરે હા પાડી. ક્લાઇવે સિરાજઉદ્દૌલાને લડાઇનું કહેણ મોકલ્યું. નવાબ અને અંગ્રેજો વચ્ચે ૧૭૫૭માં **પ્લાસી** મુકામે લડાઇ થઇ. ક્લાઇવ નવાબના સેનાપતિ મીરજાફરની રાહ જોઇ બેઠો હતો. કટોકટી ને સમયે સેનાપતિ મીરજાફર નવાબને બેવફા થયો. તે પોતાના મોટા લશ્કર સાથે ક્લાઇવને મળ્યો. વિના કષ્ટે ક્લાઇવે નવાબ સિરાજઉદ્દૌલાને જીત્યો. વચન પ્રમાણે મીરજાફરને નવાબ બનાવ્યો. અંગ્રેજોને તેને બદલામાં ૨૪પરગણાં મળ્યાં; તે ઉપરાંત ઘણું ધન પણ મળ્યું. નવાબ સાહેબની તીજોરી ખાલી થઇ. અંગ્રેજોની સત્તાનું આ પ્રથમ પગથીઉં, આવી રીતે, ક્લાઇવની દગાખોરીથી મંડાયું. પ્લાસીના યુધ્ધે બંગાળામાં મુસલમાની સત્તાનો મૃત્યુ ઘંટ વગાડયો.

મીરજાફર બંગાળાનો નવાબ થવાને નાલાયક હતો. તેથી અંગ્રેજોએ મીરકાસીમને તેને બદલે બંગાળાના નવાબની ગાદી સોંપી. આથી મીરકાસીમે અંગ્રેજોને ખૂબ પૈસો તેમજ મીરજાપુર, બરદ્વાન અને ચિત્તાગોંગ પરગ-ણાંઓ આપ્યાં. પરંતુ

મીરકાસીમ અંગ્રેજોનુ રમકડું બને એવો નહિ હતો. તે એક ચતુર અને હોશિયાર રાજ્ય કર્તા હતો. તેણે રાજ્ય કારભાર સુધાર્યો. અંગ્રેજોનું દેવું પણ

પતાવ્યું. પોતાના લશ્કરને પણ ઉત્તમ તાલીમ આપી કેળવ્યું. અંગ્રેજોનું જોર ઓછું કરવાનો તેનો વિચાર હતો. આ અરસામાં બંગાળાના અંગ્રેજો વગર જકાતે વેપાર કરતા હતા. બંગાળાના દેશી વેપારીઓને જકાત આપવી પડતી. અંગ્રેજો પોતાને મળેલો વગર જકાતનો પરવાનો વેચવાનો ધંધો કરતા. આ પરવાનો વેચી બીજા પાસે પૈસા લઈ તેઓને વગર જકાતે વેપાર કરવા ઉત્તેજન દેતા. મીરકાસીમે અંગ્રેજોને તેમ કરવા ના પાડી. પણ અંગ્રેજોએ તે ન માન્યુ. આથી નવાબ મીરકાસીમે દેશી વેપારીઓને પણ વગર જકાતે વેપાર કરવાને છૂટી આપી. આથી બંને વચ્ચે ખટરાશ ઊભી થઈ અને લડાઈનો જન્મ થયો. મીરકાસીમે પટણા જીત્યું અને અંગ્રેજોની ભયંકર કતલ કરી. પછી મીરકાસીમ અયોધ્યાના નવાબ તેમજ બાદશાહ શાહઆલમ સાથે મૈત્રી બાંધી **બક્સર** મુકામે અંગ્રેજ સૈન્યને ઈ.સ. ૧૭૬૪ માં ભેટયો. અંતમાં અંગ્રેજોને સંધિથી બંગાળા, બિહાર અને ઓરિસ્સાની દિવાની મળી. પાછો મીર જાફરને યુદ્ધના અંતમાં નવાબ બનાવ્યો પણ તરતજ તે મૃત્યુ પામ્યો. ત્યાર પછી તેના પુત્રને ગાદી આપી. પરંતુ નવાબ ફક્ત પૂતળા જેવોજ હતો. પાછળથી તેને મોટું પેન્સન આપી ગાદીએથી ઉઠાડી મૂક્યો. તેથી બંગાળાનો રાજ્ય કારભાર અંગ્રેજોના હાથમાં આવ્યો. આ યુદ્ધે અંગ્રેજોનો પાયો બંગાળામાં મજબુત બનાવ્યો. પ્લાસી અને બક્સરની લડાઈએ અંગ્રેજોને બંગાળા પ્રાંત અપાવ્યો. આવી રીતે બંગાળામાં અંગ્રેજોએ દગાબારીથી પોતાનું રાજ્ય સ્થાપ્યું. હિંદમાં રાજ્ય સત્તા સ્થાપવાના મંડાણ અંગ્રેજ વેપારી કંપનીએ શરૂ કરી દીધાં.

## Q. 13. Give a short sketch of the career of Clive.

સ. ૧૩. ક્લાઇવનું જીવનવૃત્તાંત ટુંકમાં લખો.

ઈ. સ. ૧૭૨૫માં **રોબર્ટ ક્લાઈવ**નો જન્મ થયો. નાનપણથીજ તે 'વડના વાંદરા' ઉતારે એવો હતો. ભણવામાં તો તેનું મગજ બહેર મારી જતું. આથી તેના માતાપિતાએ કંટાળી જઈ, ઇસ્ટ ઇંડીઆ કંપનિમાં કારે-

કુનની જગ્યા અપાવી. ક્લાઇવને ૧૭૪૪માં મદ્રાસ ધકેલી મૂક્યો. અહીં તેને આખો દિવસ કલમ પકડવાનું નહિ ગમ્યું. તેને નોકરી તેમજ જીંદગી પર કંટાળો છૂટયો; તેથી પોતાની જીંદગીનો અંત લાવવા બે વાર આપઘાત કરવાનો તેણે નિષ્ફળ પ્રયાસ કર્યો. ક્લાઇવને આથી લાગ્યું કે પોતાને માથે કોઈ મહાન કાર્ય કરવાનું સરજાયલું છે.

હિંદમાં ફ્રેન્ચો અને અંગ્રેજો વચ્ચે જ્યારે યુદ્ધ ફાટી નીકળ્યું ત્યારે ક્લાઇવે ઇંગ્લંડની સારી સેવા બજાવી. પહેલા કર્ણાટક વિગ્રહ વખતે અંગ્રેજોને પોંડીચેરી જીતવામાં તેણે મદદ કરી. ત્યારપછી બીજું કર્ણાટક યુદ્ધ થયું. અહીં તેણે અજબ ભાગ ભજવ્યો. જ્યારે ચંદાસાહેબ અને ફ્રેન્ચોએ ત્રિચિનાપલ્લીને ઘેરો ઘાલ્યો ત્યારે મદ્રાસના અંગ્રેજ ગવર્નર ગભરાઈ ગયો અને શું કરવું તેની સમજણ નહિ પડી. આ વખતે ક્લાઇવ અંગ્રેજોની વ્હારે ધાયો. ક્લાઇવે અંગ્રેજ ગવર્નરને ચંદાસાહેબની રાજધાની **આર્કટ** પર હલ્લો કરવાની સલાહ આપી. આથી ચંદાસાહેબ ચોક્કસ **ત્રિચિનાપલ્લીનો** ઘેરો ઉઠાવી પોતાની રાજધાની બચાવવા દોડે. ક્લાઇવની યુક્તિ ગવર્નરને ગમી. હવે ક્લાઇવે કલમ છોડી તરવાર પકડી.

બહાદુર ક્લાઇવે આર્કટ આગળ ચંદાસાહેબને હરાવ્યો અને આર્ની, કાંજીવરમ અને બીજાં કેટલાંક મથકો જીત્યાં. ઈ.સ. ૧૭૫૩માં પોતાની માતૃભૂમિ ઇંગ્લંડની સારી સેવા બજાવી. અંગ્રેજોની આબરૂ હિંદમાં વધારી ઇંગ્લંડ ગયો.

ઈ. સ. ૧૭૫૬માં યુરોપમાં સપ્તવાર્ષિક યુધ્ધ ફાટી નીકળ્યું. આથી ઇંગ્લાંડથી હિંદનો કારભાર સંભાળવા ક્લાઇવને બીજીવાર હિંદ મદ્રાસનો ગવર્નર બનાવી મોકલ્યો. 'કલકત્તાના કાળાઘર'ના માઠા સમાચારથી તે ત્યાં ગયો. બંગાળાના નવાબ સિરાજઉદ્દૌલાને સજા કરવી પડી. પાછું ક્લાઇવે ૧૭૫૭માં પ્લાસીનું યુધ્ધ ખેલ્યું. કપટનીતિ આ યુદ્ધ વખતે તેણે હાથ કરી હતી. આ વખતે સિરાજઉદ્દૌલાને જીતવા તેણે એક કાવત્રું રચ્યું. આથી સિરાજને બદલે તેના સેનાપતિ મીરજાફરને ગાદી સોંપી. આ કાવત્રાની ખબર અમીચંદ નામના એક લોભી, દેશદ્રોહીને પડી. અમીચંદે ક્લાઇવને

આ કાવત્રું જાહેર કરી દેવાની ધમકી આપી. દગાખોર કપટી ક્લાઈવે લોભી અમીચંદનું મોં, પૈસાની મોટી રકમ આપવાનો ખોટો ખત કરી આપી, સિવી દીધું. ક્લાઈવની જીંદગીમાં આ મોટું કલંક હતું. પ્લાસીનું યુદ્ધ ૧૭૫૭માં જીતી ક્લાઈવે અંગ્રેજી સત્તાનો પાયો નાંખ્યો. ક્લાઈવને પ્લાસીના વિજયથી લૉર્ડ બનાવવામાં આવ્યો.

ઈ. સ. ૧૭૬૫માં ક્લાઈવે ત્રીજીવાર હિંદ આવી, બંગાળાના નવાબ, અયોધ્યાના નવાબ તેમજ શાહઆલમ સાથે સંધી કરી. બક્સરની જીતથી ક્લાઈવે અંગ્રેજ કંપનીને બંગાળ, બિહાર અને ઓરિસ્સાની **'દીવાની'** અપાવી. તેણે અંગ્રેજ વેપારી કંપનીના રાજ્યકારભાર સુધાર્યો. લશ્કરી તેમજ બીજા ઘણાં સુધારા કર્યાં. અંગ્રેજી વેપારી કંપનિની સત્તાના બી હિંદમાં વાવી ૧૭૬૭માં હંમેશને માટે ક્લાઈવે હિંદનો કિનારો છોડ્યો. ક્લાઈવ ૧૭૪૪માં હિંદમાં આવ્યો ત્યારે કંપનીના હાથમાં મુંબઈ, મદ્રાસ અને કલકત્તામાં ફક્ત **વેપારી નાનકડી કોઠીઓ** હતી. પણ જ્યારે તેણે ૧૭૬૭માં હિંદ છોડ્યું ત્યારે કર્ણાટક, બંગાળ વગેરે સ્થળે **અંગ્રેજી રાજ્યસત્તા** સ્થાપી ગયો. તે ઈંગ્લાંડ ગયો ત્યારે ત્યાં તેના ઉપર હિંદમાં ભરેલા અયોગ્ય પગલા માટે દાવો મંડાયો પણ તેણે માતૃભૂમિ ઈંગ્લંડમાં પોતાની જીંદગીથી કંટાળી જઈ આપઘાત કર્યો. ૧૭૭૪માં. ક્લાઈવ એક અજોડ સૈનિક તેમજ સારો મુત્સદ્દી તરીકે પ્રખ્યાત છે.

Q 14. Write short notes on:-(1) Mir Kasim, (2) Double Government, (3) Reforms of Clive.

સ. ૧૪. નીચેની બાબતો પર ટુંક નોંધ લખો:-(૧) મીરકાસીમ. (૨) દ્વિરાજ્ય પદ્ધતિ. (૩) કલાઈવના સુધારા.

(૧) **મીરકાસીમ:-**જુઓ સવાલ ૧૨માના છેલ્લા ભાગની હકીકત.

(૨) **દ્વિરાજ્ય પદ્ધતિ**:-(Double Government) ક્લાઈવે ૧૭૬૫માં બંગાળ, બિહાર અને ઓરિસ્સાની દીવાની મેળવી. હવે રાજ્ય કારભાર વ્યવસ્થિત કરવા 'દ્વિરાજ્ય પદ્ધતિ'ની યોજના કરી. તેની આ

નીતિએ અંગ્રેજોના હાથમાં લશ્કરી સત્તા આપી અને નવાબના હાથમાં મહેસુલ ઉઘરાવવાનું અને ન્યાય આપવાનું કામ સોંપ્યું. આથી પ્રજા પર બે સત્તાનો કાબુ રહ્યો. એક અંગ્રેજ લશ્કરનો અને બીજો નવાબનો. આ રીતે બે સત્તાનો અમલ પ્રજા પર ચાલતો હોવાથી તેને **'દ્વિરાજ્ય પદ્ધતિ'** કહે છે. આ પધ્ધતિથી નવાબના માણસો પ્રજા પાસે વધુ મહેસુલ માટે જોરજુલ્મ કરતા. રાજાને કે નહિ અંગ્રેજ સૈન્યને પ્રજાથી નહિ કહેવાતું. આ પદ્ધતિએ પ્રજાની 'સુડી વચ્ચે સોપારી' જેવી સ્થિતિ કરી નાંખી. આગળ જતા આ પધ્ધતિ નિષ્ફળ નિવડી. અંતે રાજ્યમાં અંધાધુંધી ફેલા વળી. પછી વૉરન હેસ્ટિંગ્સે દ્વિરાજ્ય પધ્ધતિને રદ કરી.

(૩) **ક્લાઈવના સુધારા:**–(૧) ક્લાઈવે કંપનિના નોકરોને લાંચ તેમજ બીજી બક્ષિસો લેવાની મના કરી. (૨) કંપનિના નોકરોને ખાનગી વેપાર કરતા અટકાવ્યા. (૩) યુદ્ધ વખતે સૈનિકોને બમણું ભથ્થું મળતું તેના પર બંધન મુક્યું. આથી ખર્ચમાં ઘટાડો થયો. આવી રીતે સુધારાઓ કરી ક્લાઈવે રાજ્યને વ્યવસ્થિત બનાવ્યું.

Q. 15. Show that Clive was a great Soldier and a great stalesman.

સ. ૧૫. "ક્લાઈવ એક મોટો સૈનિક હતો, તેમજ એક મોટો રાજદ્વારી પુરૂષ પણ હતો" એ કથન સાબિત કરો.

જુઓ સવાલ ૧૩મો અને ૧૪માની (૨) અને (૩) માંની હકીકતો.

Q. 16. What change, was brought about by the Diwani of Bengal ? What were the reforms made by Clive in his last administration ? Give an estimate of him.

સ. ૧૬. બંગાળાની દીવાની મેળવવાથી રાજ્ય કારભારમાં શું શું ફેરફાર થયા ? ક્લાઈવે જે સુધારા દાખલ કર્યાં તે વિષે તમે શું જાણો છો ?

જવાબ માટે જુઓ સવાલ ૧૪માના, (૨) અને (૩) પેરાની હકીકતો.

હિંદમાં અંગ્રેજી રાજ્યસત્તાના વૃક્ષનું બી વાવનાર પહેલો નર ક્લાઇવ હતો. તે એક સારો લડવૈયો તેમજ મુત્સદ્દી પણ હતો. તે પોતાની માતૃભૂમિ ઇંગ્લાંડના હિત ખાતર કલંકીત કાર્યો પણ કરતો, તે કહેતો "આવા કર્મો કરવાં તે તો મારો સ્વભાવજ છે. એકવાર શું પણ અનેકવાર તેવા કામો કરવા તૈયાર છું.' તેણે સારા સુધારા દાખલ કરી કંપનિનું રાજ્યતંત્ર વ્યવસ્થિત બનાવ્યું. ક્લાઇવ યુધ્ધમાં અડગ હિંમત તેમજ ધૈર્ય રાખતો તેમજ તે સમયસૂચકતા વાપરી જતો. ક્લાઇવ પોતના સ્વાર્થ તેમજ કપટનીતિ માટે પ્રખ્યાત થઈ ગયો.

## વૉરન હેસ્ટિંગ્સ : કંપનિની ખરી સ્થાપના ઈ. સ. ૧૭૭૪–૮૫.

વૉરન હેસ્ટિંગ્સનો જન્મ ઈ. સ. ૧૭૩૨માં થયો હતો. ઈ. સ. ૧૭૫૦ માં કંપનિની નોકરીમાં તે કલકત્તા આવ્યો ઈ. સ. ૧૭૬૧ મા કલકત્તાની કાન્સીલનો સભાસદ થયો. ઈ. સ. ૧૭૬૯ માં મદ્રાસ કાઉન્સીલનો તે સભાસદ થયો. ઈ. સ. ૧૭૭૨ માં તે બંગાળાનો ગવર્નર થયો. પોતાના એ વર્ષના કારભાર દરમિઆન તેણે નીચેની બાબતો પર ધ્યાન આપ્યું:–

(૧) લશ્કરી ખરચ અને વ્યવસ્થિત રાજકારભાર માટે કંપનિની આવક વધારવી. (૨) કર ઓછા કરી ગરીબ લોકોને મદદ કરવી. (૩) કાયદેસર રાજ્ય કારભાર સ્થાપવો. (૪) કલકત્તામાં તમામ આફીસ ખસેડવી.

આ ઉપરાંત ક્લાઇવના રાજ્ય કારભારના અનુભવ પરથી નીચે જણાવેલા સુધારાઓ દાખલ તેણે કર્યા:–

(૧) કંપનિના નોકરો જે રીતે વેપાર કરતા હતા તેમાં ફેરફાર કર્યો.

(૨) કચેરીઓ વ્યવસ્થિત સ્થાપી અને તેના કામ કાજ માટે નિયમો ઘડવામાં આવ્યા. (૩) ક્લાઇવની દ્વિરાજ પદ્ધતિ નાબુદ કરી અને બંગાળા

કલકત્તાના જિલ્લાઓમાં કલેકટરો નીમ્યા. (૪) શાહઆલમનું ૨૪ લાખનું વર્ષાસન બંધ કર્યું અને કેટલોક ખર્ચ કમી કર્યો. (૫) દીલ્હીના પાદશાહ પાસે અલ્લાહબાદ અને કોરા પ્રાંત લઈ લીધા. (૬) મુરશીદાબાદને બદલે કલકત્તામાં રાજધાની સ્થાપી. (૭) જમીનના મહેસુલની નવી આકરણી કરાવી. (૮) ઠગ લોકોને દાબી દેવા પ્રયાસો કર્યા. (૯) જીલ્લા વાર ફોજદારી અને દીવાની અદાલતો સ્થાપી અને દરેક જીલ્લાના ઉપરી અધિકારી તરીકે એક કલેકટરને નીમ્યા.

ઇંગ્લંડની પાર્લામેંટે કંપનિના રાજ્ય કારભાર ઉપર વિચાર કરી. આગલા અનુભવો ધ્યાનમાં લઈ કંપનિના રાજ્ય કારભારમાં સુધારો કરવા **રેગ્યુલેટીંગ એક્ટ** ઈ. સ. ૧૭૭૩ માં પસાર કર્યો. આ કાયદાથી કંપનિના અનિયમિત કારભાર ઉપર અંકુશ મૂકવામાં આવ્યો. આ કાયદાની રૂએ એક ગવર્નર જનરલ નીમવાનું નક્કી થયું. તેથી ઈ. સ. ૧૭૭૪ માં હેસ્ટિંગ્ઝને ગવર્નર જનરલ નીમવામાં આવ્યો.

ઈ. સ. ૧૭૭૫ માં નંદકુમારને ફાંસીની સજા થઈ. ઈ. સ. ૧૭૭૩–૭૪માં રોહીલાઓ સાથે અંગ્રેજો લડાઈમાં ઉતર્યા. રોહીલાઓ હાર્યા અને અને તેમની સત્તા નાબુદ થઈ. ઈ. સ. ૧૭૭૮–૮૨ માં પહેલો મરાઠા વિગ્રહ થયો. યુદ્ધ દરમિઆન સુરત અને પુરંદરની સંધિ થઈ. પણ પુરંદરની સંધિ રદ કરવામાં આવી તેથી મરાઠા વિગ્રહ પાછો શરૂ થયો. ઈ. સ. ૧૭૮૨ માં સાલબાઈની સંધિ થઈ અને પહેલા મરાઠા વિગ્રહનો અંત આવ્યો. ઈ. સ. ૧૭૮૦–૮૪ માં બીજો મ્હૈસુર વિગ્રહ થયો. હૈદરના હાથમાં મ્હૈસુર રાજ્યની સત્તા હતી. હૈદર સાથે યુદ્ધ થયું પણ બન્ને પક્ષો જોરાવર હોવાથી લડાઈનું આખરી પરિણામ ખાસ કંઈ આવ્યું નહિ. ઈ. સ. ૧૭૮૨ માં હૈદર મરણ પામ્યો અને મેંગલોરની સંધિ થઈ ઈ. સ. ૧૭૮૪. આ બધા વિગ્રહોના ખરચને પહોંચી વળવા આઉધના નવાબ પાસે કંપનિની લહેણી રકમો માંગી. નવાબ પાસે પૈસા ન હતા કારણ કે તેની મા અને દાદીમાની પાસે બધી જાગીરો હતી. તેથી બેગમોને ખૂબ સતાવવામાં આવી.

હેસ્ટિંગ પોતાના રાજ્ય કારભાર દરમિયાન કાઉન્સીલના બીજા સભાસદોથી

નીતિમાં જુદો પડતો. તેઓ હેસ્ટિંગ્સ વિરુદ્ધ હતા. તે બાહોશ મુત્સદ્દી હતો પણ જબરો કાવા બાજ હતો. તેની નીતિ વખોડવામાં આવી. ઈ. સ. ૧૭૮૪ માં પિટનો ઇંડિયા એક્ટ પસાર થયો અને કંપનિના રાજ્ય કારભારમાં મોટો ફેરફાર થયો. ઈ. સ. ૧૭૮૫ માં જ્યારે હેસ્ટિંગ્સ ઇંગ્લેંડ ગયો ત્યારે તેના રાજ્ય કારભાર માટે તેના પર ઘણા આરોપો મૂકવામાં આવ્યા.

Q. 17. What were the difficulties that came in the way of Warren Hastings and how did he try to get rid of them ?

સ. ૧૭. વોરન હેસ્ટિંગ્સ જ્યારે ગવર્નર થયો ત્યારે તેને શરૂઆતમાં શું શું અડચણો નડી ? તેને દૂર કરવાને તેણે શું શું પ્રયત્નો કર્યા.

વોરન હેસ્ટિંગ્સ ઈ. સ. ૧૭૭૨ માં જ્યારે બંગાળાનો ગવર્નર થયો ત્યારે તેના માર્ગમાં ઘણી અડચણો આવી હતી. તે અડચણો દૂર કરવા માટે તેણે ન્યાયી તેમજ અન્યાયી પગલાં લીધાં હતાં. તેના કાર્યને અવરોધ રૂપ. આવનારી સાથે જ. તેણે કલાઇવની દ્વિરાજ્ય પદ્ધતિને નાબુદ કરી. આથી કંપનિની આર્થિક સ્થિતિ પણ સુધારી. હેસ્ટિંગ્સે ખાલી થઈ ગયેલી તીજોરી ભરી દેવા માટે બીજું અન્યાયી પગલું બનારસના રાજા **ચૈયતસિંહ** પર ભર્યું તેથી રાજાએ હેસ્ટિંગ્સના માંગેલા રૂ.૨૭ લાખ આપ્યા. પણ બીજી વાર હેસ્ટિંગ્સે વધુ જ માંગણી કરી તેમજ ૨૦૦૦ ઘોડેસવારો માંગ્યા. રાજાથી હેસ્ટિંગ્સની અયોગ્ય માંગણી ભરપાઈ નહિ થઈ. હેસ્ટિંગ્સે ચૈયતસિંગને આથી ૪૦ લાખ રૂપીઆ દંડ કરી તેને ગાદી પરથી ઉઠાડી મૂક્યો. આ દંડ તેના ભત્રિજા પાસેથી લઈ તેને બનારસની ગાદી સોંપી. મહાદજી સિંધિયાએ ૧૭૭૦માં શાહ આલમને દિલ્હીની ગાદી પર બેસાડ્યો. આથી હેસ્ટિંગ્સે શાહઆલમને મળતું ૨૬ લાખ રૂપીઆનું પેન્શન રદ કર્યું. અયોધ્યાના નવાબ પાસેથી પણ રોહીલાઓને હરાવવા બદલ તેને લશ્કરી ખર્ચ તેમજ પૈસાની મોટી રકમ લીધી. તેણે **અયોધ્યાની બેગમોને** પણ કનડી. ગેરવ્યાજબી રીતે ૧ કરોડ રૂપીઆ લીધાં. આવી રીતે ખાલી થઈ ગયેલી તીજોરી તેણે ભરી દીધી.

ઈ. સ. ૧૭૭૪નો **રેગ્યુલેટિંગ એક્ટ** પણ હેસ્ટિંગ્સના કાર્યને નડતરરૂપ હતો. આ એક્ટની રૂએ ગવર્નર જનરલને ચાર સભ્યોની એક કમીટી સલાહ આપવા નીમાઈ. આ કમીટીના ત્રણ સભ્યો હેસ્ટિંગ્સના કાર્યને હમેશા અનુમોદન આપતાંજ નહિ. આથી હેસ્ટિંગ્સને કેટલાક સુધારા કરવાનું મુશ્કેલ પડ્યું. પણ તે કમીટીનો એક સભ્ય જે હેસ્ટિંગ્સનો દુશ્મન હતો તે મૃત્યુ પામ્યો. આ કમીટીમાંના હેસ્ટિંગ્સના શત્રુ **ફ્રાન્સિસે નન્દકુમારનો** પક્ષ લીધો અને હેસ્ટિંગ્સ પર લાંચ લેવાનો આરોપ મુક્યો. પણ કાબેલ, કાવત્રાબાજ હેસ્ટિંગ્સે આજ સમયે નંદકુમાર પર લાંચ લેવાનો સામો ખોટો આરોપ મુકી ફાંસી દેવડાવી. આવી રીતે બીજી મુશ્કેલીમાંથી હેસ્ટિંગ્સ ઉગરી ગયો. રેગ્યુલેટિંગ એક્ટ પ્રમાણે કલકત્તામાં એક વડી કોર્ટ સ્થાપવામાં આવી. આ કોર્ટની સત્તા વિશે કંઈ પણ ચોક્કસ ધોરણ મુકવામાં નહિ આવ્યું હતું. આથી હેસ્ટિંગ્સને ઘણી વખત તેના ઝઘડામાં ભાગ લેવો પડતો. આ કોર્ટ ગવર્નર જનરલ તેમજ હિંદની બીજી કોઈ પણ સત્તાથી પર હતી કારણ તાજે તેને નીમી હતી આથી કરીને હેસ્ટિંગ્સે ઝઘડામાંથી બચવા માટે વડી કોર્ટના મુખ્ય ન્યાયાધીશને કંપનિનો કોર્ટનો વડો બનાવ્યો.

હેસ્ટિંગ્સ જ્યારે ચારે બાજુથી મુશ્કેલીમાં ઘેરાયલો હતો ત્યારે મરાઠા અને હૈદરઅલી સાથે પણ તેને યુદ્ધમાં ઉતરવું પડ્યું. આ યુદ્ધમાં ચાતુર્ય વાપરી હેસ્ટિંગ્સે હૈદરઅલી તેમજ મરાઠાઓને સાથે સંધી કરી મુશ્કેલીનો નાશ કર્યો. મરાઠાઓ સાથે સાલબાઈના કરારથી અને હૈદરઅલી સાથે મેંગ્લોરનો કરાથી યુદ્ધોનો અંત આવ્યો.

હેસ્ટિંગ્સે ધૈર્ય રાખી પોતાની આડે આવેલી સર્વ મુશ્કેલીઓનો સામનો કરવા વ્યાજબી તેમજ ગેરવ્યાજબી પગલાં લીધાં. તેના અયોગ્ય પગલાં માટે હેસ્ટિંગ્સ પર અમીર મંડળમાં કામ ચાલ્યું હતું પણ અંતે તે નિર્દોષ ઠર્યો હતો.

Q. 18. What do you know of Warrn Hastings. Why was he impeached? What was the result?

સ. ૧૮. વોરન હેસ્ટિંગ્સના રાજ્ય કારભારનું ટુંકમાં વિવેચન કરો. તેના ઉપર શા માટે આક્ષેપો મુકી કામ ચલાવવામાં આવ્યું હતું અને તેનું પરિણામ શું આવ્યું ?

ઈ. સ. ૧૭૩૩માં વોરન હેસ્ટિંગ્સનો જન્મ થયો હતો. તેને ૧૭ વર્ષની વયમાં ગરીબાઈને લીધે, ઈ. સ. ૧૭૫૦માં હિંદમાં ઈ. ઈ. કંપનિના કારકુનની જગ્યાએ આવવું પડયું હતું. નાનપણથીજ એનામાં હોશિયારી, ધીરજ તેમજ બુદ્ધિએ સ્થાન લીધું હતું. ક્લાઈવ જ્યારે ઇંગ્લાંડ હંમેશને માટે ગયો ત્યારે હિંદમાં કોઈ એવો અંગ્રેજ અમલદાર કે અધિકારી નહિ હતો કે જે આખી અંગ્રેજ રાજ સત્તા કાબુમાં લાવી શકે. આથી ક્લાઈવના ગયા પછી અને હેસ્ટિંગ્સના ગવર્નર પદે આવતાં પહેલાંનો વચલો સમય અંધાધુંધીથી ભરપુર હતો. હેસ્ટિંગ્સ જ્યારે ૧૭૭૨માં બંગાળાનો ગવર્નર થયો ત્યારે તેને ઘણી મુસ્કેલીઓનો સામનો કરવો પડયો હતો. પહેલીજ મુસ્કેલી તે ક્લાઈવની 'દ્વિરાજક પદ્ધતિ'. આ પદ્ધતિ તેણે આવતાંની સાથેજ રદ કરી અને દેશીઓના હાથમાંથી જમીન મહેસુલની વ્યવસ્થા લઈ તેણે કંપનિના હાથમાં સોંપી, અંગ્રેજ અમલદારો નીમ્યા. આ ઉપરાંત તેણે વસુલી મંડળ સ્થાપ્યું. આ મંડળને વસુલ ભેગી કરવાના સર્વ અધિકાર સોંપ્યા. તેણે એક જમીન મહેસુલ પદ્ધતિ કરી એવું ઠરાવ્યું કે જે જમીનદાર વધુ પૈસા આપે તેને પાંચ વર્ષ સુધી જમીન ગણોતે આપવી.

તીજોરીમાં પુરતા નાણાં નહિ હોવાથી રાજ્યકારભારમાં મુસ્કેલી નડી. આ મુસ્કેલી દૂર કરવા તેણે ગેરવ્યાજબી પગલાં ભરવાનો આશરો લીધો. ચેયત સિંગ, અયોધ્યાના બેગમો, રોહીલાઓ વગેરે પર જુલ્મ કરી પૈસા પડાવ્યા અને તીજોરી તર કરી. આ કૃત્યે હેસ્ટિંગ્સના જીવન ને કલંકિત બનાવ્યું.

તેને રેગ્યુલેટિંગ એક્ટ તેમજ નંદકુમાર, હૈદરઅલી તેમજ મરાઠાઓ સાથે પણ ટક્કર ઝીલવી પડી હતી. "રેગ્યુલેટિંગ એક્ટ" તેને ખુબ નડ્યો હતો. કારણ એની રૂએ ચાર સભ્યોની કમીટીનું જ હેસ્ટિંગ્સને માનવું પડતું હતું. એ કમીટીમાં વધુમતી હેસ્ટિંગ્સના દુશ્મનોની હતી. પણ હેસ્ટિંગ્સના

નસીએ તે વધુમતી વધુ વાર નહિ ટકી અને હેસ્ટિંગ્સની મુશ્કેલી દૂર થઈ. બાકીની મુશ્કેલીમાં હેસ્ટિંગ્સે ધીરજ અને નિડરતાથી અયોગ્ય નીતિ ધારણ કરી અડચણો દૂર કરી.

હેસ્ટિંગ્સે રાજ્ય કારભાર સુધારી ઘણા સુધારા પણ કર્યા. (સુધારા માટે જુઓ સવાલ ૧૯ માં નું **ब**)

હેસ્ટિંગ્સ જ્યારે ઇગ્લાંડ ગયો ત્યારે અંગ્રેજ સત્તાના હાથમાં બંગાળા, બિહાર, મુંબઈ, ઓરિસ્સા, કોશી, મદ્રાસ, સુરત તેમજ બીજા કેટલાક મુલકો હતાં. હેસ્ટિંગ્સ ઈંગ્લાંડ ગયો ત્યારે તેના પર નંદકુમાર, અયોધ્યાની બેગમો, રોહીલા તેમજ ચેયતસિંગ વગેરે પ્રકરણો માટે અમાર મંડળે દાવા ચલાવ્યા. બર્ક આ દાવો માંડવામાં મુખ્ય હતો. **પણ અંતે હેસ્ટિંગ્સે પોતાની માતૃભૂમિ ઇગ્લાંડ ખાતર જ આવાં કાળાં કામો કર્યાં હોવાથી નિર્દોષ ઠરાવી છોડી મૂક્યો.** હેસ્ટિંગ્સ બ્રીટીશ સત્તાને સંકટમાં નહિ નાંખતાં પોતે જ પોતાની માતૃભૂમિ ખાતર સંકટમાં ઝંપલાવવા હમ્મેશાં તૈયાર રહેતો હેસ્ટિંગ્સ ઈ. સ. ૧૮૧૮ માં મૃત્યુ પામ્યો. ક્લાઈવે અંગ્રેજ રાજ્ય સત્તાનો પાયો નાંખ્યો અને હેસ્ટિંગ્સે તે વધુ મજબુત બનાવ્યો.

હેસ્ટિંગ્સ જેવો કાબેલ, જો વખતસર ભયંકર તોફાનમાં સપડાયલી અંગ્રેજ સત્તાની નાવનો સુકાની નહિ થયો હોત તો અંગ્રેજી રાજ્ય કારભારમાં છવાયલી અંધાધુંધી અને પૈસાની પડેલી તંગી જેવા ભયંકર તોફાનમાં અંગ્રેજી રાજ્ય સત્તાની નાવ શું હૈદરઅલી તેમજ મરાઠા જેવા મોટા ખડકોની સાથે અથડાઈ ને ચૂરે ચૂરા નહિ થાત કે?

Q. 19. Write short notes on:-(a) The Regulationg Act. (b) The Reforms of Warren Hastings.

**સ. ૧૯. નીચે જણાવેલી બાબતો વિષે ટૂંક નોંધ લખો:-**

**अ.** નિયામક સુધારો. **ब.** વૉરન હેસ્ટિંગ્સના સુધારા.

**(अ) નિયામક ધારો** (the Regulating Act):–જ્યારથી ક્લાઇવે હિંદનો કિનારો હમેશને માટે છોડ્યો ત્યારથી કંપનિની નાણાંકીય

સ્થિતિ દિન પ્રતિદિન બગડતી ગઈ. કંપનિ પોતાનું દેવું ભરપાઈ કરવાને અશક્ત બની. આથી કંપનિએ ઈંગ્લાંડની પાર્લામેન્ટ પાસે ૧ લાખ પૌંડની માંગણી કરી. પાર્લામેન્ટે આ સોનેરી તક જવા નહિ દીધી. પાર્લામેન્ટે ઈ. સ. ૧૭૭૪ માં રેગ્યુલેટીંગ ઍક્ટ અથવા નિયામક ધારો પસાર કર્યો.

નિયામક ધારાની રૂએ પાર્લામેન્ટે કંપનીને નાણાં આપ્યાં. તેમજ બંગાળના ગવર્નરને આખા બ્રિટિશ હિંદના વડો–ગવર્નર–જનરલ બનાવ્યો. તેના હાથ નીચે મુંબઈ તેમજ મદ્રાસના ગવર્નરો ને પણ મુકવામાં આવ્યા આ ગવર્નર જનરલને મદદ કરવા ચાર સભ્યોની એક કાઉન્સીલ નીમી. કાઉન્સીલના સભ્યો તેમજ ગવર્નર–જનરલની નીમણુંક તાજના હાથમાં સોંપી. તેમજ ગવર્નર જનરલે રાજ્ય વહીવટ કાઉન્સીલના કહેવા પ્રમાણે બહુમતીથી જ ચલાવવો. આ ચાર સભ્યોને પણ ગવર્નર–જનરલ જેટલી જ સત્તા હતી. કલકત્તામાં **એક વરિષ્ટ કોર્ટ (સુપ્રીમ કોર્ટ)** સ્થાપી. આ કોર્ટમાં એક વડો ન્યાયાધીશ અને બીજા ત્રણ મદદનીશ ન્યાયાધીશો મુક્યા. આ ન્યાયાધીશોની નીમણુંક ઈંગ્લાંડના તાજને સોંપી. આ ન્યાયાધીશો ગવર્નર–જનરલ અને તેની કાઉન્સીલથી સ્વતંત્ર હતા. કંપનિના નોકરોને ખાનગી વેપાર તેમજ બક્ષિસ લેવાની મનાઈ કરી. કંપનિએ પોતાના કારભારની માહિતી પાર્લામેન્ટને આપવી. આ પ્રમાણે રેગ્યુલેટીંગ ઍક્ટ નિયામક ધારાથી પાર્લામેન્ટના હાથમાં ઈ. ઈ. કંપનીનો રાજ્ય વહીવટ આવ્યો. કંપનિનો કારભાર પણ તેથી સુધર્યો.

આ ધારામાં કેટલીક ત્રુટિઓ પણ હતી. જે ત્રુટિઓનો ભોગ વોરન હેસ્ટિંગ્સને થવું પડયું હતું. કાઉન્સીલના સભ્યોને ગવર્નર જનરલના સમાન હક્કધારી બનાવ્યા હોવાથી ગવર્નર–જનરલનું ફક્ત નામજ માત્ર રહ્યું હતું. પોતાના નામ પ્રમાણે તેને બીજી કોઈ ખાસ સત્તા નહિ મળેલી. વળી બહુમતીનું તૂત પણ ગવર્નર જનરલને હરઘડીએ નડતું. વરિષ્ટ કોર્ટના ન્યાયાધીશોને હિંદમાં ન્યાય આપવાની બાબતના ધોરણમાં કંઈ પણ ધોરણ ઘડી આપવામાં આવ્યું ન હતું. આથી તેઓ ઈંગ્લાંડનાજ કાયદા પ્રમાણે હિંદની વરિષ્ટ કોર્ટનું ગાડું હાંકતા. આ સિવાય બીજી ખામીઓ પણ હતી; જે

ખામીઓએ આગાડી જતાં 'પિટના ઈંડિયા બીલ'ને જન્મ આપ્યો.

**(બ) વોરન હેસ્ટિંગ્સના સુધારાઃ**—હેસ્ટિંગ્સે ક્લાઇવની દ્વિરાજ્ય પદ્ધતિને નાબુદ કરી. તેણે નવાબના માણસોના હાથમાંથી મહેસુલ ઉઘરાવવાની સત્તા ખેંચી લીધી. તે સત્તા અંગ્રેજ અમલદારોને સોંપી. તેણે પ્રાંતોના ભાગલા પાડી જીલ્લા બનાવ્યા અને દરેક જીલ્લા ઉપર એક અંગ્રેજ અમલદાર નીમ્યો જે કલેકટર કહેવાયો. તેણે એક નવીન જમીન મહેસુલ પદ્ધતિ દાખલ કરી. જેથી જે જમીનદાર વધુ જમીનના નાણાં આપે તેને પાંચ વર્ષને માટે જમીન ગણોતે આપવી. તેણે કલકત્તા તેમજ બીજા અન્ય સ્થળોએ ફોજદારી તેમજ દીવાની કોર્ટો સ્થાપી. તેમજ તેણે ન્યાયાધીશોને સલાહ આપવા હિંદુ તેમજ મુસ્લીમ પંડિતો નીમ્યા. તેણે હિંદુ તેમજ મુસલમાની કાયદાનું કોર્ટને ઉપયોગી પુસ્તક પણ અંગ્રેજી ભાષામાં બનાવડાવ્યું તેણે કંપનિના નોકરોને ખાનગી વેપાર કરતાં બંધ કર્યા તેમજ બંગાળાના દીંડા રૂપ નવાબ શાહઆલમનું પેન્શન પણ બંધ કર્યું. આ તેમજ બીજા અન્યાયી રીતે પૈસા ભેગા કરી કંપનિની આર્થિક સ્થિતિ સુધારી હેસ્ટિંગ્સે બીજા પણ કેટલાક સુધારા કર્યા; અને અંગ્રેજી સત્તાને ડૂબી જતી બચાવી.

Q. 20. What do you know of:–(1) Raja Nand Kumar. (2) The Begums of Outh. (3) The Rohilla War. (4) Raja Chait Sigh.

સ. ૨૦. (૧) નંદકુમાર. (૨) અયોધ્યાની બેગમ. (૩) રોહીલા યુદ્ધ. (૪) રાજા ચેતસિંગ, વિષે જે જાણતાં હોવ તે લખો.

(૧) **નંદકુમારઃ**—નંદકુમાર એક બંગાળાના પ્રતિષ્ઠિત અને રાજ્યકારભારમાં જરા આગળ પડતો ભાગ લેનાર બ્રાહ્મણ હતો. આ નરે હેસ્ટિંગ્સ પર મુન્નીબેગમ પાસેથી ૩॥ લાખ રૂપીઆની લાંચ લેવાનું તહોમત મુકેલું. હેસ્ટિંગ્સની કાઉન્સીલનો સભ્ય અને હેસ્ટિંગ્સનો કટ્ટો વિરોધી ફ્રાન્સીસે આ તહોમતને અગત્યનું ગણી, આવેલી તકને ન છોડતા હેસ્ટિંગ્સને કોર્ટમાં

ધસડયો. હેસ્ટિંગ્સ પણ કંઈ નંદકુમાર તેમજ ફ્રાન્સીસથી ઊતરે એવો નહિ હતો. તેણે પણ એક કાવત્રુ રચ્યું. નંદકુમાર પર પણ તેણે એક ખોટા દસ્તાવેજ કરી આપવાના આરોપ ઢોળ્યો. હેસ્ટિંગ્સે કોર્ટ પાસે નંદકુમારને ફાંસી અપાવી.

(૨) **અયોધ્યાની બેગમો:**—આ બેગમો અયોધ્યાના નવાબ અસફ-દોલાની મા તેમજ દાદી હતા. અયોધ્યાના નવાબની માલમિલ્કત બધી આ બંને બેગમોના હાથ પર હતી. બેગમો પાસે આથી કરીને અખૂટ ધનભંડાર હતો, અયોધ્યાનો નવાબ કંપનીનું ઘણુંજ ભારી દેવું ભરવાને અશક્તિમાન હતો. આથી હેસ્ટિંગ્સે બેગમો પાસેથી પૈસા પડાવવા પોતાનું લશ્કર મોકલ્યું. હેસ્ટિંગ્સને એમ હતું કે આજ બેગમોએ ચેતસિંગને પણ મદદ કરી હતી. આવી રીતે બે અબળા પર જોર જુલમ કરીને રૂ. ૭૬ લાખ હેસ્ટિંગ્સે લુંટ્યા. આ નિંદનીય કાર્ય માટે હેસ્ટિંગ્સ પર ઇંગ્લાંડમાં દાવો ચાલેલો પણ અંતમાં તેને નિર્દોષ ગણી મુક્ત કરવામાં આવેલો.

(૩) **રોહીલા યુદ્ધ:**—રોહિલા રાજાએ અયોધ્યાના નવાબને ૪૦ લાખ રૂપીયા આપવાનું વચન આપ્યું હતું. તેના બદલામાં અયોધ્યાના નવાબે રોહીલાઓને મરાઠાઓથી બચાવવાનું વચન આપ્યું હતું. આ વાત એમને એમ નવાબની લશ્કરી મદદ વિના પતી ગઈ. પણ અયોધ્યાના નવાબે તો વગર કોગટના રૂ ૪૦ લાખ માંગ્યાં. રોહીલાઓ આવી રીતે માંગેલી રકમ નવાબને કંઇપણ શ્રમ લીધા વિના મફતમાં આપે ખરા કે? રોહીલાઓએ પૈસા નવાબને ન આપ્યા. નવાબે આ પૈસા મેળવવા હેસ્ટિંગ્સની મદદ માંગી. હેસ્ટિંગ્સે વિના કારણ રોહીલખંડ પર ચઢાઈ કરી; રોહીલાઓને કચડી નાંખી રોહીલખંડના નવાબને અપાવ્યો. આ તેમજ અયોધ્યાની બેગમો માટે ભરેલા પગલાં માટે હેસ્ટિંગ્સના જીવન ચરિત્રમાં કલંક ઇતિહાસના એક પાને રહી ગયો છે.

(૪) **રાજા ચેચતસિંગ:**—જુઓ સવાલ ૧૯ માની હકીકત.

**Q. 21. Sketch the character of Warren Hasting explaining his administrative qualities and his achievements.**

સ. ૨૧. વૉરન હેસ્ટિંગ્સની રાજ્યનીતિ અને તેના કારભારની સમાલોચના કરો.

જુઓ સવાલ ૧૮ માંનો જવાબ.

## કાર્નવૉલિસ : ઇ. સ. ૧૭૮૬-૯૩

ઈ. સ. ૧૭૮૬ માં કાર્નવોલિસ હિંદુસ્તાનમાં ગવર્નર જનરલ અને મુખ્ય સેનાપતિ તરીકે આવ્યા અને રાજ્ય કારભાર પોતાના હાથમાં લીધો. તે માયાળુ, દૃઢ નિશ્ચયવાળો અને બળવાન રાજ્ય કર્તા હતો. હિંદમાં શાંતિ જળવાઈ રહે એવી નીતિ અખત્યાર કરવાની તેની ઉમેદ હતી. લડાઈઓ, વિગ્રહો અને રાજ્ય ખટપટથી વિમુક્ત રહેવાની તેની ખાસ નીતિ હતી. તેણે નીચે પ્રમાણે મુખ્ય સુધારા કર્યા:—

(૧) **ન્યાય ખાતું**: મુલ્કી ખાતાને ન્યાય ખાતાથી જુદું પાડયું. (૨) **પોલીસ ખાતું**: ફોજદારી ગુનાહ માટે પ્રાંતની અને જીલ્લાની અદાલતોને જુદી પાડી અને જીલ્લાઓના વિભાગો પાડી તેના ઉપર એકેક પોલીસ અમલદાર નીમ્યો. (૩) **બંગાળામાં** કાયમી જમા બંદી દાખલ કરી. જમીન દારોને હમેશને માટે માલીક બનાવ્યા અને કાયમી મહેસુલ નક્કી કર્યું. (૪) હિંદીઓ ને મોટી નોકરી અને હોદ્દાઓ ઉપરથી બાતલ કર્યા. ઈ. સ. ૧૭૯૦-૯૨ માં ત્રીજો મ્હૈસુર વિગ્રહ થયો. આ લડાઈ ટીપુ સુલતાન સાથે થઇ હતી. ટીપુ હારી ગયો અને ઈ. સ. ૧૭૯૨ સિરંગપટ્ટનની સંધિ થઈ. કાર્નવોલિસ ઊંચા દરજ્જાના ચારિત્રવાન પુરૂષ હતો. અને તેણે યુરોપના યુદ્ધમાં લશ્કરી અમલદાર તરીકે સારી ખ્યાતિ મેળવી હતી. આ કારણથી ખાસ હિંદના રાજ્ય કારભાર ચલાવવાનું કાર્ય તેને સોંપવામાં આવ્યું હતું.

**સરજોન શોર:** ઈ. સ. ૧૭૯૩–૯૮

કોર્નવોલિસ પછી સરજોન શોર હિંદ આવ્યો. તે પણ શાંતિ ને ચહાતો હતો. કંપનિના ડાયરેક્ટરોએ એને એવું ફરમાન કર્યું કે દેશી રાજ્યોની ખટપટમાં તેણે ઉતરવું નહિ. આ રાજ્ય નીતિ નબળી જણાઈ અને તેથી ટીપુ અને મરાઠાઓ અંગ્રેજો હાંકી કાઢવા પ્રેરાયા અને નિઝામે ફ્રેન્ચોની તેજ કામ માટે મદદ લીધી.

Q. 22. Write briefly on:–(1) Pitt's India Bill. (2) Lord Cornwallis and the Permanent Revenue Settlement.

સ. ૨૨. પિટનું ઇન્ડિયા બીલ અને કાયમી મહેસુલી પદ્ધતિ વિષે લખો.

(૧) **પિટનું ઇન્ડીયા બીલ:**—આપણે જોયું કે રેગ્યુલેટીંગ એકટમાં ઘણી ખામીઓ હતી. આથી ફોક્સે હિંદમાં કંપનિના રાજ્ય વહીવટને વ્યવસ્થિત કરવા અને રેગ્યુલેટીંગ એકટની ખામીઓ દૂર કરવા એક બીલ ઇંગ્લાંડની પાર્લમેન્ટમાં મૂક્યું.પણ તે વખતના ઇંગ્લાંડના રાજા ફ્રોર્જ ત્રીજાએ આડા પડી તેને ઉડાવી દીધું. ત્યારપછી નાના પિટ વડાપ્રધાન તરીકે આવ્યા અને તેનું તેજ બીલ થોડા વધારા ઘટાડા સાથે પસાર કરાવ્યું. ૧૭૮૪. આ બીલ પ્રમાણે હિંદના રાજ્ય વહીવટ પર અંકુશ રાખવાને ઇંગ્લાંડમાં **એક બોર્ડ ઓફ કંટ્રોલ**ની સ્થાપના થઈ. તેમાં ૭ સભાસદોની સંખ્યા મંજુર થઈ અને તેની નીમણુંક ઇંગ્લાંડના તાજ કરે. હિંદમાં ગવર્નર–જનરલ ને સલાહ આપવા માટે કાઉન્સીલ હતી તેમાં એક ઓછો કરી તેની સંખ્યા ત્રણની રાખી. અસાધારણ બાબતમાં ગવર્નર–જનરલને આ કાઉન્સીલની ઉપર થઈ જવાની સત્તા આપી. ગવર્નર–જનરલ બોર્ડ ઓફ કન્ટ્રોલની રજા વિના કોઈપણ હિંદના દેશી રાજ્ય સાથે સંધી કે યુદ્ધ કરી શકે નહિ. આ કાયદાથી કંપનિના ડાયરેક્ટરોના હાથમાંથી રાજ્ય વહીવટ કરવાની ખરી સત્તા જતી રહી અને બોર્ડ ઓફ કન્ટ્રોલના હાથમાં ગઈ. પરંતુ ડાયરેક્ટરોને કંપનિના વેપારમાં દેખરેખ રાખવાની સત્તા કાયમ રહી. પિટના બીલે હિંદનો કંપનીનો

રાજ્ય કારભાર પાર્લામેન્ટના હાથમાં મૂક્યો. આથી ઇંગ્લાંડની પાર્લામેન્ટને હિંદના રાજ્ય વહીવટમાં માથું મારવાનો હક્ક મળ્યો. પિટના બિલ પ્રમાણે હિંદનો રાજ્યવહીવટ ઈ. સ. ૧૮૫૮ સુધી ચાલ્યો.

## (૨) કોર્ન વોલિસ અને કાયમી મહેસુલ પદ્ધતિ:-

હેસ્ટિંગ્સ પછી કોર્નવોલીસે હિંદના ગવર્નર-જનરલ તરીકે હિંદને કિનારે પગ મૂક્યો. ૧૮૮૬ કોર્નવોલિસ જ્યારે ઈંગ્લંડથી ગવર્નર-જનરલ તરીકે ઉપડયો ત્યારે તેણે પોતે 'રેગ્યુલેટીંગ એક્ટ' તેમજ 'પિટના બીલ' પ્રમાણે મળેલી મર્યાદીત સત્તા કરતાં પણ વધુ સત્તા મેળવીનેજ આવ્યો હતો. પોતાની કાઉન્સીલને વખત આવે ઠોકરે મારી વર્તવાની સત્તા તેને મળી. બોર્ડ ઓફ કન્ટ્રોલે તેને હિંદના લશ્કરનો મુખ્ય સેનાપતિ પણ નીમ્યો. કોર્નવોલિસ હિંદથી તદ્દનજ અજાણ્યો હતો. તે **નોન ઇન્ટરવેન્શન પોલિસી તટસ્થતાનું ધોરણ**-ને અનુમોદન આપતો પણ જ્યારે બ્રીટીશ સત્તા ભયમાં આવી પડે ત્યારે એ 'તટસ્થતાના ધોરણ'ને કોરે મૂકી કામ કરતો. કોર્નવોલિસે ટીપુ સાથે ત્રીજો મહેસુર વિગ્રહ જાહેર કર્યો. લડાઈમાં તે જાતે ગયો. અને ટીપુને હરાવ્યો અને સંધી કરી તેની પાસેથી સાલેમ, મદુરા અને મલબાર પરગણાં મેળવ્યાં. કોર્નવોલિસે **સુધારા ઘણા કર્યા:**-કોર્નવોલીસે કંપનિના નોકરોને ખાનગી વેપાર કરી તેમજ બીજી અન્યાયી રીતે પૈસા કમાતા બંધ કરી તેઓના પગારમાં વધારો કર્યો. કોર્નવોલિસે એક હિંદી સનંદી મુલ્કી નોકરીની યોજના દાખલ કરી. હેસ્ટિંગ્સના સુધારા પ્રમાણે મહેસુલ વસુલ કરનાર કલેકટરો પાસેથી ન્યાય આપવાની સત્તા લઈ લીધી. તેઓને ફક્ત મહેસુલ વસુલ કરવાની જ સત્તા આપી. ન્યાય આપવા માટે બીજા ન્યાયાધીશો નીમ્યા. ન્યાય આપવા માટે તેણે દરેક જીલ્લા પ્રમાણે એક દીવાની અને બીજી ફોજદારી એમ કોર્ટો સ્થાપી. તેણે કલકત્તા, પટણા, ઢાકા તેમજ મુર્શીદાબાદમાં ન્યાય જલદીથી આપી શકાય તે માટે મુખ્ય અદાલતો-ની સ્થાપના કરી. આ ન્યાયાધીશોની પદવી પર એકલા અંગ્રેજો જ આવી શકતા. તેણે હિંદુ કાયદાની સમજણ પાડવાને હિંદુ પંડિતો તેમજ મુસલમાની કાયદા માટે કાજીની નીમણુંક ન્યાયાધીશોની મદદ માટે કરી. તેણે ચોર

લુટારૂઓનો ભય પણ કંઇક અંશે દૂર કરવા પોલીસ ખાતાની સ્થાપના કરી. તેણે **કાયમી જમાબંધીની** (Permanent Revenu Settlement) શરૂઆત કરી.

કંપનિને વોરન હેસ્ટિંગ્સની, જે વધુ નાણાં આપે તેને જમીન પાંચ વર્ષને માટે લીલામથી આપવી, એ પદ્ધતિ ફાયદાવાળી નહિ નીવડી. આથી કંપનિની આર્થિક સ્થિતિમાં ગાબડાં થતો ગયો. તેથી કોર્નવાલિસે ૧૭૯૩ માં એક કાયમી જમાબંધીની યોજના અમલમાં મૂકી. એની રૂએ બધી જમીન જુના જમીનદારોને આપી દઈ જમીન મહેસુલ ભરવાને માટે અમુક ચોક્કસ રકમ હંમેશને માટે ઠરાવી. બધી જમીન પર જમીનદારોનો જ હક્ક રહે પણ તેઓને અમુક ઠરાવી આપેલું જ મહેસુલ દર વરસે અંગ્રેજ સરકાર ને ભરવું. આ યોજના બંગાળ, બિહાર અને ઓરિસ્સામાં પહેલ વહેલી દાખલ તેણે કરી. આ યોજનાથી લાભ તેમજ ગેર લાભ પણ થયાં. સરકારને દર વરસે જમીનની માપણી કરી જમીનનું લીલામ કરવાની ખટપટ જતી રહી. તેમજ જમીન પણ દિવસે દિવસે જમીનદારો સુધારતા ગયા. અંગ્રેજ સરકારને આથી કંઇક અંશે ખોટ પણ જતી. કારણ કે વધુ જો અનાજ પાકે અને જમીનદારને વધુ નફો થાય તો પણ સરકારને તો પેલી ઠરાવેલી જ મહેસુલ મળતી. બિચારા ખેડુતો પર આ યોજનાથી જમીનદારો જુલ્મ ગુજારતા લાગ્યા. કોર્નવાલિસ હંમેશને માટે આ કાયમી જમાબંધીના પિતા તરીકે ઇતિહાસમાં ઓળખાતો રહેશે.

## માર્કવેસ વેલેસ્લીઃ ઈ. સ. ૧૭૯૮–૧૮૦૫

સિરજોન શોર પછી ઈ. સ. ૧૭૯૮ માં માર્કવેસ વેલેસ્લી ગવર્નર જનરલ થયો. આવતાંની સાથે તેને માલમ પડ્યું કે "નોન ઇનટર વેનશન" નીતિથી અંગ્રેજ સત્તા ભયમાં આવી પડી હતી, હિંદના દેશી રાજાઓને એ નીતિથી ઉત્તેજન મળ્યું. આ ઉપરાંત અંગ્રેજ વિરૂદ્ધ ફ્રેન્ચ લોકો પણ

દેશી રાજાઓને મદદ કરતા. યુરોપમાં અંગ્રેજ અને ફ્રેન્ચ વચ્ચે યુદ્ધ ચાલતું હતું. વેલેસ્લી હિંદ આવ્યો ત્યાર પહેલાં કંપનિ ફક્ત પોતાના વેપારના નફા ઉપર વધુ ધ્યાન આપતી પણ તેના આવ્યા પછી કંપનિના વહીવટની રૂપરેખા તદ્દન બદલી નાંખી. તેણે હિંદના દેશી રાજાઓ ઉપર ફ્રેન્ચોની લાગવગ અને સત્તા નાબુદ કરી. તેના એક હથ્થુ રાજ્યકારભાર અને દેશી રાજ્યોને ખાલસા કરવાની પદ્ધતિને પરિણામે તેણે અંગ્રેજ લોકોની સર્વોપરી સત્તા હિંદમાં સ્થાપી. કંપનિની આર્થિક સ્થિતિ તેણે સુધારી; કંપનિનાં રાજ્ય વિસ્તાર વધાર્યો; કંપનિની આબરૂ વધારી અને એક મોટું રાજ્ય સ્થાપ્યું.

જે **સહાયક યોજના** વોરન હેસ્ટિંગ્સે દાખલ કરી હતી તેમાં તેણે સુધારો કર્યો. આ સહાયક યોજનાથી દેશી રાજ્યોના ઝઘડા દૂર થયા અને કંપનિને લશ્કર ખર્ચ ઓછું થયું. દેશી રાજ્યોએ પોતાના લશ્કર ઉપરનો કાબુ ગુમાવ્યો અને આળસુ બન્યા.

ઈ. સ. ૧૭૯૯માં ટીપુ સુલતાન સાથે **ચોથો મૈસુર વિગ્રહ** થયો. ટીપુએ નેપોલિયનની સાથે મળી જઈ અંગ્રેજોને હાંકી કાઢવાના પ્રયત્નો કર્યા પણ ટીપુ હારી ગયો અને મરણ પામ્યો. મૈસુરનો રાજ્યકારભાર જુના વારસદારને વેલેસ્લીએ સોંપ્યો. તે ઉપરાંત તાંજોર, સુરત, કર્ણાટક, રોહિલખંડ અને ગોરખપુર ખાલસા કર્યા. ઈ. સ. ૧૮૦૩–૪માં બીજો મરાઠા વિગ્રહ થયો હતો. પેશ્વાએ અંગ્રેજો સાથે વસાઈના કરાર કર્યા અને તેથી ભોંસલે અને સિંધીઆએ સાથે મળી અંગ્રેજો સામે લડાઈ જાહેર કરી.

ઈ. સ. ૧૮૦૪–૫માં ત્રીજો મરાઠા વિગ્રહ થયો. આ વિગ્રહ જસવંતરાવ હોલકર સાથે મિત્રરાજ્યો પર આક્રમણ કરવા માટે થયો હતો.

ઈ. સ. ૧૮૦૫ વેલેસ્લીએ પોતાના હોદ્દાનું રાજીનામું આપ્યું કારણકે તેના રાજ્યકારભારથી ડાયરેક્ટરોને અસંતોષ થયો હતો. ત્યાર પછી થોડા મહીના સુધી લોર્ડ કોર્નવાલિસ ગવર્નર જનરલ થયો હતો.

**Q. 23. What was the political condition of India when Marquis of Wellesley came to India**

**as a Governor-General of India? How did he try to face the Situation?**

**પ્ર. ૨૩. માર્કવેસ ઓવ-વેલેસ્લી જ્યારે હિંદ આવ્યા ત્યારે હિંદની પરિસ્થિતિ કેવી હતી? તે પરિસ્થિતિને પહોંચી વળવાને તેણે શું શું યોજનાઓ અમલમાં મુકી?**

ગવર્નર જનરલ **સર જોન શોર**ની તટસ્થતાની નીતિએ અંગ્રેજ કંપનિની કીંમત હિંદના બીજા દેશી રાજ્યોમાં ઓછી કરી નાંખી હતી. આથી જ્યારે વેલેસ્લીએ હિંદને કિનારે પગ મુક્યો ત્યારે દેશની સ્થિતિ અશાન્તિના કાળા વાદળાંથી ઘેરાઇને ગંભીર બની હતી. યુરોપમાં અંગ્રેજો નેપોલિયન સાથેના ભયંકર મોરચામાં રોકાયલા હતા. હિંદમાં પણ તેજ વખતે જો વેલેસ્લી જેવો કાબેલ રાજ્યતંત્ર ચલાવનાર ગવર્નર જનરલ આવ્યો ન હોત તો કદાચ અંગ્રેજ સત્તાના ચુરેચુરા થઇ ગયા હોત. હિંદના દરેક રાજ્ય અંગ્રેજ સત્તાને ઉખેડી નાંખવાના સ્વપ્ના સેવી રહ્યાં હતાં. મૈસુરનો ટિપુ તેમાં અગત્યનો ભાગ ભજવતો હતો. ટિપુએ તો સમયની નાડ પારખી પોતાનું સ્વતંત્ર રાજ્ય સ્થાપવા પુરજોશમાં લશ્કરમાં ભરતી કરી. તે સૈન્યને ફ્રેન્ચ અમલદારોને હાથે તાલીમ અપાવતો. ફ્રેન્ચો તેમજ અફઘાનો સાથે મળી અંગ્રેજોને હાંકી કાઢવા માટે ટિપુ જોર સંચાર કરી રહ્યો હતો. યુરોપને ધ્રુજાવનાર મહાનવીર નેપોલિયનને પણ તેણે હિંદ આવી, અંગ્રેજ સત્તાનો નાશ કરવામાં મદદરૂપ થવા નિમંત્રણ આપ્યું હતું. નેપોલિયને તે સ્વીકાર્યું પણ વખતસર આવી નહિ શક્યો. સિંધીયા હોલ્કર, નિઝામ વગેરે પણ અંગ્રેજોને 'પાણીચું' આપવામાં સંમત હતા અને તેથી તેઓ પણ પોતાના લશ્કરને ફ્રેન્ચોને હાથે કેળવતા હતા. અફઘાનિસ્તાન તેમજ નેપાળના રાજાઓ પણ ટિપુના વિચારનાજ હતા. હિંદના દરેક રાજ્યો અંગ્રેજી સત્તાથી કંટાળી ગયા હતા અને સર જોનશોરની તટસ્થતાની નીતિએ આપેલો સમય સુવર્ણ માની પોત પોતાની તૈયારી કરવામાં રોકાયા. અંગ્રેજ સત્તા માટે આ સમય ઘણોજ કટોકટીનો હતો કારણ તેની સત્તાની સામે ચારે બાજુથી દાવાનળ સળગ્યો હતો. વખતસર માર્કિવસ વેલેસ્લી

હિંદને કિનારે ઊતર્યો અને પોતાના અગાઉના મિત્રની ભૂલથી ઉપજેલી સ્થિતીને પહોંચી વળવા પગલાં લેવાં માંડયાં.

વેલેસ્લીએ આવતાંની સાથેજ તટસ્થતાની નીતિને અભરાઈએ ચઢાવી દીધી-કોરે મૂકી. વેલેસ્લીને તો અંગ્રેજ સત્તાને સાર્વભૌમ બનાવવી હતી અને તે સારૂ તેને દેશી રાજ્યોની ખટપટમાં માથું માર્યા સિવાય છૂટકોજ ન હતો. વેલેસ્લીએ પોતાની ઇચ્છાને બર લાવવા માટે પગે ઉભા રહી બહાદુરીથી, ધૈર્યથી અને સમયસુચકતા વાપરી પ્રયત્નો કર્યાં. વેલેસ્લીએ જોયું કે એકજ લાકડીએ કંઈ બધાને નથી હંકાવવાના આથી કેટલાંક દુશ્મન રાજ્યોને તેણે ખાલી ધમકીથી કેટલાકને યુદ્ધો કરીને, કેટલાંકને ખાલસા કરીને અને કેટલાંકને વેલેસ્લીએ પોતાની ગુંથેલી જાળ **સહાયકારી લશ્કરી યોજના**માં ફસાવી ઠેકાણે આણ્યાં. વેલેસ્લીએ નિઝામને ધમકી આપી દાદાગીરીથી અંગ્રેજોનો તાબેદાર બનાવ્યો. તેમજ પેશ્વા, ગાયકવાડ, અયોધ્યાના નવાબ ઝમાનશાહ, હોલકર વગેરેને પણ અંગ્રેજ સત્તાના આશ્રિત બનાવ્યા. સુરત, તાંજોર, કર્ણાટક વગેરે ખાલસા કર્યાં. મ્હૈસુરના સુલતાન ટિપુ સાથે ચોથો મ્હૈસુર વિગ્રહ વેલેસ્લીએ ખેડ્યો. ટિપુ લડાઈમાં હાર્યો અને મરણ પામ્યો. ટિપુના રાજ્યનો અમુક ભાગ ખાલસા કર્યો અને બાકીનો ભાગ મ્હૈસુરના અસલના હિંદુ રાજા કૃષ્ણરાજને સોંપ્યો. કૃષ્ણરાજે 'સહાયકારી યોજના' તેના બદલામાં કબુલ કરી ટિપુના બે પુત્રોને વર્ષાસન બાંધી આપ્યું. આવી રીતે વેલેસ્લીએ અંગ્રેજ સત્તા પર આવેલા ભયનો સામનો કરી સર્વોપરી અંગ્રેજ સત્તા સ્થાપી. વેલેસ્લી પોતાની બુદ્ધિના પ્રભાવથી હિંદમાં અંતે અંગ્રેજ સત્તા પર છવાયેલા ભયના કાળા વાદળને હઠાવી શક્યો. સર્વોપરી સત્તા સ્થાપવા વેલેસ્લીએ 'સહાયકારી યોજના' યોજી અને તેમાં તે વિજયી થયો.

**Q. 24. What do you understand by the Subsidiary system ? Show that it played a great part in extending the British Power in India.**

**સ. ૨૪. "સહાયકારી યોજના" વિષે તમે શું જાણો છો ? અને એ યોજનાથી અંગ્રેજ સત્તા હિંદમાં ઘણી વધી એમ કહી શકાય ખરૂં ?**

વેલેસ્લીનું જ્યારે હિંદમાં આગમન થયું ત્યારે દેશની સ્થિતિ કેવી હતી તે આપણે ઉપલા સવાલનામાં તપાસ્યું. વેલેસ્લીએ તે ભય ભરેલી સ્થિતિને પહોંચી વળવા એક નીતિ યોજી. આ નીતિ બ્રિટિશ હિંદના ઇતિહાસમાં ઘણી પ્રખ્યાત છે. એ નીતિ **'સહાયકારી યોજના'**ને નામે ઇતિહાસમાં ઓળખાય છે. એ સહાયકારી યોજના (સબસીડીઅરી સીસ્ટીમ)નો પિતા વેલેસ્લી હતો. એ યોજના જે હિંદી રાજ્ય સ્વીકારે તેનાથી અંગ્રેજ સિવાય કોઈ પણ બીજી યુરોપી પ્રજાને નોકરીમાં દાખલ કરી શકાય નહિ. દેશી રાજ્યે પોતાના રક્ષણ માટે અંગ્રેજ લશ્કર રાખવું અને તેનો ખર્ચ અંગ્રેજ સત્તાને નાણાંથી અથવા અમુક મુલક આપી પુરો પાડવો. દેશી રાજ્યે અંગ્રેજ સત્તાની સલાહ સિવાય કોઈ પણ બહારની સત્તા સાથે પત્ર વહેવાર અથવા લડાઈ કે સંધી નહિ કરવાં. દેશી રાજ્યે આ યોજનાથી અંગ્રેજ સત્તાનેજ સર્વોપરી સત્તા માનવી.

આ યોજના સ્વીકારનાર દેશી રાજ્યે અણીને વખતે અંગ્રેજ સત્તાને મદદ કરવી, તેમજ પોતાના રાજ્યમાં એક બ્રિટીશ પ્રતિનિધિ રાખવો. આ યોજનાએ, તેને સ્વીકારનાર હિંદના દેશી રાજ્યોને જીવ વગરના પુતળાં બનાવ્યાં. આ યોજનાએ હિંદની દેશી રાજ્ય સત્તાનો મૃત્યુ ઘંટ બજાવ્યો.

આ યોજનાની વેદી પર નીઝામ પહેલ વહેલો હોમાયો. અંગ્રેજ સત્તાને તેના બદલામાં **કડાપા** અને **બેલારી** મળ્યાં. મ્હેસુરના સુલતાન ટિપુને આ યોજના સ્વીકારવા ફરજ પાડી પરંતુ તે એકનો બે નહિ થયો. પરિણામે ચોથો મ્હેસુર વિગ્રહ ઉદ્ભવ્યો તેમા ટિપુ હાર્યો અને માર્યો ગયો. અને અંગ્રેજોને **કોઇમ્બતુર, કાનડા** અને **વાઇનાડ**–મ્હેસુરની ગાદી પર ટિપુ પછી આવનાર જુના હિંદુ રાજા તરફથી યોજના સ્વીકારવા બદલ લશ્કરના ખર્ચના પેટામાં મળ્યાં. અયોધ્યાનો નવાબ પણ આ વેલીસ્લીની જાળમાં સપડાયો અને તેણે પણ અંગ્રેજ લશ્કરના ખર્ચના બદલામાં **દોઆબ** અને **રોહીલખંડ** અંગ્રેજોને આપી દીધાં. મરાઠા રાજ્યો પણ એક પછી એક આ યોજનામાં ફસાતા ગયા અને અંગ્રેજ લશ્કર રાખી તેના બદલામાં અંગ્રેજોને ભોંસલેએ **કટક** તેમજ સિંધીઆએ **દિલ્હી, આગ્રા** અને **ભરૂચ**

આપ્યાં. પેશ્વા પાસેથી પણ **મુંબઈ પ્રાંતનો ૨૬ લાખ રૂપીઆની વાર્ષિક ઉપજ વાળો** તેમજ ગાયકવાડ પાસેથી **ગુજરાતનો ૧૨ લાખની ઉપજવાળો મુલક** અંગ્રેજ સત્તાને મળ્યો. આ **'સહાયકારી યોજના'** એ બ્રિટિશ સત્તા હિંદમાં વધારવાના કામમાં ઘણોજ અગત્યનો પાઠ ભજવ્યો. વેલેસ્લીના આ શસ્ત્રવડે અંગ્રેજ સત્તા ફક્ત ૭ વર્ષમાંજ કેટલી બધી વધારી એ આપણે ઉપર જોયું. ઇ. સ. ૧૭૯૮ થી ૧૮૦૫ ની ટુંક મુદતમાં વેલેસ્લીનું નામ એ યોજનાએ ઇતિહાસને પાને અમર બનાવ્યું.

Q. 25. What was the policy adopted by Marquis of Wellesley towards Indian Princes? Did it make the English paramount in India!

સ. ૨૫. હિંદના દેશી રાજાઓ પ્રત્યે માર્કવેસ વેલેસ્લીએ કેવી નીતિ અખત્યાર કરી? એ નીતિથી અંગ્રેજોની સત્તા સર્વોપરિ થઇ ખરી?

જુઓ જવાબ ૨૪ માની હકીકત.

## સર જયોર્જ બાર્લો અને લોર્ડ મિન્ટો.

ઇ. સ. ૧૮૦૫–૭                ઇ. સ. ૧૮૦૭–૧૩.

[**સર જયોર્જ બાર્લો**–ઇંગ્લેંડની સરકારે તેને હિંદમાં શાંતિ રાખવા સુચના કરી હતી. હોલ્કરની સાથે સુલેહ કરી. સિંધીયાને તેણે તેના કિલ્લાઓ પાછા આપી દીધા અને વેલેસ્લીની સહાયક યોજનાનો તેણે બરોબર અમલ કર્યો નહિ. દેશી રાજાઓની ખટપટમાં બાર્લો ઉતર્યો નહિ અને તેથી મધ્ય હિંદમાં દેશી રાજ્યો વચ્ચે ખટપટ ઉભી થવા લાગી. હોલકરે રજપુતાના લુટયું અને ચોથ ભેગી કરી. ઇ. સ. ૧૮૦૬ માં વેલુરમાં સિપાહીઓએ ઝુનીફોર્મ બાબત બળવો કર્યો. આ બળવાની જોખમદારી લાર્ડ વિલિયમ બેન્ટીક (મદ્રાસનો ગવર્નર) પર આવી. તેથી બાર્લોની મદ્રાસના ગવર્નર તરીકે નીમણુંક થઈ.

**લાર્ડ મિન્ટો**–દેશી રાજ્યોની ખટપટમાં ઉતરવું નહિ એવો તેનો મક્કમ અભિપ્રાય હતો પણ સંજોગો જોતાં તે પ્રમાણે તે વર્તી શક્યો નહિ. બુંદેલ ખંડમાં રાજાઓ માંહોમાંહે લડ્યા તેમને અંગ્રેજોએ વશ કર્યા. મિન્ટોએ ઈરાન, અફઘાનીસ્તાન, સિંધ, પંજાબમાં એલચી મોકલ્યા.

રણજિતસિંહે શીખ લોકોનું લશ્કર ઉભું કરી, પંજાબનું સ્વતંત્ર રાજ્ય તેણે સ્થાપ્યું. રણજિતસિંહ મહા બળવાન યોદ્ધો હતો અને એક સ્વતંત્ર રાજ્ય સ્થાપવાની તેની અભિલાશા હતી.

ઈ. સ. ૧૮૧૩ ઇંગ્લંડની પાર્લમેંટે વેપાર માટે કંપનિને નવો પટો કરી આપ્યો. આ પટાથી કંપનિના એક હથ્થુ વેપારનો ઇજારો બંધ થયો. કોઈ પણ વેપારીને હિંદ સાથે વેપાર કરવાની છુટ મળી.]

Q. 26. What do you know of:-(1) Hyder Ali (2) Tipu Sultan.

પ્ર. ૨૬ હૈદરઅલી અને ટીપુ સુલતાન વિષે લખો.

(૧) **હૈદરઅલી:**–ઈ. સ. ૧૭૦૨ માં કોઈ એક ગરીબ પંજાબી મુસલામ કુટુંબમાં હૈદરઅલીનો જન્મ થયો હતો. તેણે એક નાની સરખી સિપાહની નોકરી પરથી ચડતાં ચડતાં છેવટે આખા સૈન્યના સેનાપતિ પદને મેળવ્યું. મૈસુરના લશ્કરના સેનાપતિ થતાંની સાથેજ આખા લશ્કરને પોતાનું બનાવી લઈ, મૈસુરના હિંદુ રાજાને ગાદી પરથી ઉઠાડી મૂકી. હૈદરઅલી મૈસુરનો સુલતાન બન્યો. પછી હૈદરઅલીએ પોતાના રાજ્યની સીમા વધારવા મરાઠા અને નીઝામના રાજ્યમાં ધમાલ કરવી શરૂ કરી દીધી. આથી મરાઠા, નિઝામ અને અંગ્રેજો હૈદરઅલીની સામે યુદ્ધ કરવા ઉઠ્યા. પણ હૈદરઅલી પાકો મુત્સદ્દી હતો. તેણે મરાઠાઓને લાંચ આપી અને નિઝામને પોતાનો બનાવી લઈ. અટુલા અંગ્રેજોને એવી તો હાર ખવડાવી કે ૧૭૬૯ માં અંગ્રેજોને એક નુકસાન કારક સંધી કરવી પડી. હૈદરઅલી એક શ્રેષ્ઠ સૈનિક હતો. તે પણ શૂરવીર શિવાજી તેમજ રણવીર રણજીતસિંહના જેવો અભણ યોદ્ધો અને રાજ્ય સ્થાપનાર નરવીર હતો. હૈદરઅલીએ પણ

પહેલવહેલી ઘણી આશાનિરાશા સેવીને છેવટે મ્હૈસુરમાં પોતાનું રાજ્ય સ્થાપ્યું હતું. તે એક સારો રાજ્ય કર્તા પણ હતો. તે યુદ્ધમાં હિંમત હારી પાછી પાની કરતો નહિ. તેણે અંગ્રેજો સાથે ૧૭૮૧ માં બીજા મ્હૈસુર વિગ્રહના મંડાણ કર્યાં. હૈદરઅલી તેમાં પણ વિજયી થાત, પરંતુ ૧૭૮૨ માં તે મૃત્યુ પામ્યો. હૈદરઅલીનું નામ એક શ્રેષ્ઠ સૈનિક, સારા મુત્સદ્દી તેમજ કેળવાયેલ રાજ્ય કર્તા તરીકે ઇતિહાસને પાને અંકાઈ ગયું છે.

(૨) **ટિપુ સુલતાનઃ**–હૈદરઅલી પછી તેનો પુત્ર ટિપુ ઈ. સ. ૧૭૮૨ માં મ્હૈસુરની ગાદી પર આવ્યો. તેણે પોતાના પિતાનો અંગ્રેજો સાથે શરૂ કરેલો બીજો મ્હૈસુર વિગ્રહ જારી રાખ્યો. ત્યાર પછી તેણે લૉર્ડ કોર્નવોલિસ સાથે પણ ત્રીજો મ્હૈસુર વિગ્રહ ખેલ્યો. તેમાં ટિપુ હાર્યો અને તેનું અડધું રાજ્ય અંગ્રેજોના હાથમાં ગયું. ત્યાર પછી વેલેસ્લીના આગમનના પહેલાંની અશાંતિની સ્થિતિનો લાભ લેવા તેણે પ્રયત્નો કર્યા. અંગ્રેજ સત્તાને ઊખેડી નાંખવા, તેણે પોતાના લશ્કરમાં ભરતી કરી ફ્રેન્ચોને હાથે તે સૈન્યને તાલીમ અપાવી, ફ્રાન્સના યુદ્ધ વીર નેપોલિયનને પણ હિંદ આવવા નોતર્યો. અફઘાનો સાથે પણ દોસ્તી બાંધી નિઝામ, મરાઠા વગેરેને પણ અંગ્રેજો વિરૂદ્ધ ઉશ્કેર્યા. પણ વેલેસ્લીએ આવી ટિપુની આશાને ધુળ ભેગી કરી દીધી. અંતમાં એકલા ટિપુને વેલેસ્લીની સાથે ચોથા મ્હૈસુર વિગ્રહમાં ઉતરવું પડ્યું. તે લડાઈમાં શ્રીરંગ પટ્ટણમાં ટિપુ ૧૭૯૯ માં હાર્યો અને માર્યો ગયો. ટિપુ પણ ઔરંગઝેબ જેવો ધર્માંધ હતો. તેણે પણ ઘણાં હિંદુ દેવળો માટી સાથે મેળવી દીધાં. તેણે હઠીલાઈથી, વહેમી પણાથી અને ઉતાવળા પણાથી પોતાના પિતાનું મેળવેલું રાજ્ય ખોયું. ટિપુમાં તેના પિતાના મુત્સદ્દી પણાના ગુણની ખામી જણાતી. ટિપુ ભણેલો, હિંમતબાજ તેમજ સારો તિરંદાજ હતો. તે ફારસી, ઉર્દુ તેમજ કાનડી ભાષા બોલી જાણતો. તેનામાં મહત્વાકાંક્ષા હતી. તે તેના પિતા જેટલો યુધ્ધનો અચ્છો ખેલાડી નહિ હતો.

**Q. 27. Write short notes on:–(1) Non-Intervention Policy (2) Subsidiary System.**

**સ. ૨૭ નીચેની બાબતો વિષે ટૂંક નોંધ લખોઃ—**
**તટસ્થતાની નીતિ અને સહાયકારી યોજના,**

(૧) **તટસ્થતાની નીતિ:**—ઇ. સ. ૧૭૮૪ ના 'પિટના ઇંડિઆ બીલની' એક કલમે આ નીતિને જન્મ આપ્યો. આ નીતિની રૂએ કોઈ પણ હિંદના દેશી રાજ્યના કારભારમાં અંગ્રેજોએ માથું નહિ મારવું. દેશી રાજ્યની લડાઈઓમાં પણ અંગ્રેજી સત્તાએ કોઈને પણ મદદ કરવી નહિ. અંગ્રેજી સત્તાએ હિંદમાં વધુ મુલક જીતી પોતાની જવાબદારીમાં વધારો કરવો નહિ. પોતાની સંરક્ષણતાને હાની આવતી હોય તોજ ન છૂટકે લડાઈમાં ઉતરવું. પણ ઇંગ્લાંડની પાર્લામેન્ટની તેમાં સંમતી હોવી જોઈએ. આ નીતિના ચુસ્ત અનુયાયીઓ સર જોનશોર, સર જોર્જ બાર્લો, તેમજ કોર્નવોલિસ, મિન્ટો વગેરે વધુ જાણીતા છે.

સર જોનશોરે તો આ નીતિનું અક્ષરેઅક્ષર પાલન કર્યું. આ નીતિના પાલન નર્ઝીનો પહેલોજ અખતરો તેણે નીઝામને મરાઠા વિરૂધ્ધ મદદ નહિ આપવામાં કર્યો. સર જોર્જ બાર્લો પણ સર જોનશોરને પગલેજ ચાલ્યો. આ નીતિનું પરિણામ એવું આવ્યું કે હિંદના દેશી રાજાઓની નજરમાં અંગ્રેજોની કીંમત ઘટી. આથી વેલેસ્લી હિંદમાં જ્યારે આવ્યો ત્યારે 'તટસ્થતાની નીતિ'ના માઠાં પરિણામમાંથી તેને અંગ્રેજી સત્તાને દૂર કરવી પડી. વિલિયમ બેન્ટીંક, મિન્ટો કોર્નવોલિસ વગેરે પણ તેમાં સહાનુભૂતિ બતાવતાં પણ વખત આવે તે નીતિને કોરે મૂકવાનું પણ ભૂલતાં નહિ. વેલેસ્લી, માર્ક્વેસ ઓફ હેસ્ટિંગ્સ તેમજ ડેલહાઉસી 'તટસ્થતાની નીતિ'ના વિરોધીઓ હતા.

આ 'તટસ્થતાની નીતિ' જોવા જતાં ડહાપણ ભરેલી લાગે છે. પણ જે વખતમાં આ નીતિના અખતરો કરવામાં આવેલો તે સમય તેને અનુચિત હતો એમ કહીએ તો ખોટું નહિ કહેવાય. તે નીતિથી અંગ્રેજોની આબરૂ ઘટી. મરાઠા, ટિપુ, નિઝામ વગેરે અંગ્રેજોની સામે થવા તૈયારી કરવા લાગ્યા. પિંઢારાનો ત્રાસ વધ્યો આ નીતિએ ક્લાઈવ અને વોરનહેસ્ટીંગ્સના કાર્યને, જો વખતસર વેલેસ્લી તેમજ માર્ક્વેસ ઓવ હેસ્ટીંગ્સ જેવા હિંદ નહિ આવ્યા હોત, તો ક્યારનું ધૂળધાણી કરી નાંખ્યું હોત તેમાં જરા પણ શંકા નથી.

(૨) **સહાયકારી યોજના:**—જુઓ સવાલ ૨૪ મો.

## મા'ર્કવેસ હેસ્ટિંગ્સ ઇ. સ, ૧૮૧૩-૨૩

[ઇ. સ. ૧૮૧૩ માં મા ર્ક્વેસ ઑફ હેસ્ટિંગ્સ ગવર્નર જનરલ થયો. સર જૉન શોર, સર જ્યાર્જ બાર્લો અને લાર્ડ મિન્ટોના સમયમાં જે તટસ્થ રહેવાની યોજના કંપનિની અખત્યાર કરી હતી તેનાં પરિણામ ચાલુ જ હતા. કંપનિની આર્થિક સ્થિતિ ગુચવાડામાં પડી ગઈ હતી. અને દેશી રાજાઓની ખટપટ ચાલુ જ હતી. માર્કવેસ મક્કમ વિચારનો હતો; તે એક મહાન સેનાપતિ હતો અને વળી બાહોશ રાજદ્વારી પુરૂષ પણ હતો. તેણે ગુરખા-ઓને હરાવ્યા, પિંઢારાઓની સત્તા નાબુદ કરી અને પઠાણોને તાબે કર્યા. કંપનિના આંતર રાજ્ય કારભારમાં તેણે ઘણા સુધારા કર્યા. લોકોને અક્ષર જ્ઞાન મળે એવી યોજના કરી. માર્કવેસ હેસ્ટિંગ્સના રાજ્યકારભાર અંગે લોકો સુખી હતા. ક્લાઇવે શરૂ કરેલી રાજ્યનીતિ ઉપર વેલેસ્લિએ સુધારા કર્યા તેમાં વધુ સુધારા વધારા માર્કવેસ હેસ્ટિંગ્સે કર્યા. હિંદુસ્તાનમાં અંગ્રેજોનું સર્વસત્તાધીશ રાજ્ય સ્થપાયું. માર્કવેસ હેસ્ટિંગ્સ "અંગ્રેજ રાજ્યના બનાવનાર"ને નામે ઓળખાય છે.

તેના વખતમાં નેપાળનું યુદ્ધ થયું હતું તેમાં તેણે ઘણી હોશિયારી બતાવી હતી. યુદ્ધને પરિણામે કેટલાંક મુલકો અંગ્રેજોનેમળ્યાં અને સિક્કિમ બ્રિટિશ આશ્રય તળે આવ્યું. કેટલાંક હવા ખાવાનાં ડુંગરી સ્થળો કંપનીને મળ્યા. ઇ. સ. ૧૮૧૭ માં પિંઢારાના સરદાર કરીમખાને અંગ્રેજ મુલક પર ચઢાઈ કરી. તેની સામે હેસ્ટિંગને થવું પડ્યું. કરીમખાન આખરે તાબે થયો. ત્યાર પછી ઇ. સ. ૧૮૧૭-૧૮ માં ચોથો મરાઠા વિગ્રહ થયો. મરાઠાની સત્તા નાશ પામી.

હેસ્ટિંગ્સ પછી કામચલાઉ ગવર્નર જનરલ તરીકે જૉન એડમ્સે લગભગ સાત મહીના સુધી રાજ્ય કારભાર ચલાવ્યો.]

Q. 28. Review briefly the administration of Marquis of Hastings.

સ. ૨૮. માર્કવેસ-ઑવ-હેસ્ટિંગ્સના રાજ્યકારભારની સમાલોચના કરો.

**માર્કવેસ ઓવ હેસ્ટિંગ્સ** ૬૦ વર્ષની વયે હિંદના ગવર્નર-જનરલનું પદ ધારણ કરીને લૉર્ડ મિન્ટો પછી ઈ. સ. ૧૮૧૩ માં હિંદને કિનારે ઊતર્યો. હિંદમાં આવ્યો ત્યારે તેને 'તટસ્થતાની નીતિ'નું ધારણ ધારણ કરવાને કહેવામાં આવ્યું હતું. પણ જ્યારે તેણે જોયું કે હિંદની સ્થિતિ જોતાં એ ધોરણ અંગ્રેજ સત્તાને જોખમ ભરેલું છે. તેથી તેણે તે ધોરણને બાજુએ મૂકી દીધું. વેલેસ્લીને પગલે જ લૉર્ડ હેસ્ટીંગ્સ પણ ચાલ્યો. તેણે યુદ્ધો કરીને બ્રિટિશ સત્તામાં વધારો કર્યો.

**નેપાળ સાથે લડાઈ** હેસ્ટીંગ્સે આરંભી. નેપાળના ગુરખાઓ પોતાની સત્તા વધાર્યે જતા હતા. આથી અંગ્રેજોને તેઓની સાથે રણમેદાન પડવું પડ્યું. પહેલાં તો ગુરખાઓએ અંગ્રેજોને પોતાના જોરનો જબ્બર પરચો બતાવ્યો પરંતુ ઈ. સ. ૧૮૧૬ માં ગુરખાઓને **સેગોલીની** સંધિ કરવાની ફરજ પડી. અંગ્રેજોને એ સંધિની રૂએ સિમલા, નૈનીતાલ અને મસુરી ગુરખાઓએ આપ્યા. આ સંધિથી અંગ્રેજોને નેપાલની લડાયક પ્રજા ગુરખાઓનો હંમેશને માટે સાથ મળ્યો.

**મરાઠાઓ સાથે હેસ્ટીંગ્સને ચોથો મરાઠા વિગ્રહ** ખેલવો પડ્યો. બાજીરાવ પેશ્વાએ અંગ્રેજોના મોકલેલા વકીલ ગંગાધર શાસ્ત્રીનું ખૂન કર્યું. આથી અંગ્રેજોએ પેશ્વાના ખૂની દિવાનને કેદ કર્યો. પરંતુ તે છૂટી ગયો અને બાજીરાવ અને અંગ્રેજો રણે પડ્યા. પેશ્વા હાર્યો અને પેશ્વાઈનો અંત આવ્યો. ૧૮૧૮ માં અંગ્રેજોએ પેશ્વાના અંત પછી બધો મુલક પોતાના રાજ્યમાં લઈ લીધો. પેશ્વાના મુલક મળ્યાથી હેસ્ટીંગ્સે પુના, કોંકણ, સતારા ખાનદેશ અને ગુજરાતને સાથે કરી મુંબઈ ઈલાકો બનાવ્યો.

**પિંઢારાઓનો** ત્રાસ પણ દિન પ્રતિદિન વધતો ગયો અને અંગ્રેજોના આશ્રિતોને પણ તેઓ ત્યાર પછી કનડવા લાગ્યા. આથી હેસ્ટિંગ્સે પિંઢારાઓનો નાશ કરવા મોટું લસકર તૈયાર કરાવ્યું. પિંઢારાઓ ધાડ પાડી લોકોને લુંટતા તે લોકો ગમે તે વખતે આવી લુંટફાટ કરી જતાં. આથી હેસ્ટીંગ્સે તેઓને જડમૂળથી ઉખેડી નાંખવા કમર કસી. હેસ્ટીંગ્સ અને પિંઢારાઓ વચ્ચે યુદ્ધ જામ્યું. પિંઢારાઓના બે નાયકો, અંતમાં, શરણે આવ્યા.

પિંઢારાઓનો નેતા ચિતુ નાસી ગયો. પરંતુ અમીરખાન અને કરીમખાન નામના બીજા બે નાયકો અંગ્રેજોને તાબે આવ્યા. તેથી અંગ્રેજોએ અમીરખાનને ટોંકની જાગીર અને બીજાને ગોરખપુરની જાગીર આપી.

**લૉર્ડ હેસ્ટીંગ્સે સુધારા પણ કર્યા.** વિદ્યાને ઉત્તેજન આપવા માટે હેસ્ટીંગ્સે નિશાળ તેમજ કોલેજોની સ્થાપના કરી. દેશી ભાષામાં વર્તમાન પત્રો કાઢવાને છૂટ આપી. નહેરકામ તેમજ બાંધકામમાં પણ કેટલાંક સુધારા કર્યા. મદ્રાસ ઇલાકામાં સર ટોમસ મન્રોની રૈયતવારી યોજના દાખલ કરી. તેણે ન્યાયાધિશોની સંખ્યામાં તેમજ તેમના પગારમાં વધારો કર્યો. આવી રીતે બીજા પણ જરૂરી સુધારા કરી અંગ્રેજ સત્તાને તેણે વ્યવસ્થિત બનાવી હેસ્ટિંગ્સે વેલેસ્લીનું અધુરૂં કામ તેણે આગળ ધપાવ્યું અને અંગ્રેજી સત્તા વધારવા અને તેને વધુ વ્યવસ્થિત કરવા પ્રયત્નો કર્યા. હેસ્ટીંગ્સ તેમાં "તટસ્થતાની નીતિને ઉંચી મુકવાથીજ વિજયી નીવડ્યો એ સહેજે દેખાઈ આવશે ૧૮૨૩ માં તે ઇંગ્લાંડ ગયો.

---

**લૉર્ડ એમ્હર્સ્ટ** ઈ. સ. ૧૮૨૩–૨૮ [આગલા ગવર્નર જનરલોની માફક તે પણ શાંતિ ચાહતો હતો તે છતાં બ્રહ્મદેશ સાથે લડાઈમાં તેને ઉતરવું પડ્યું. કંપનિ અને બ્રાહ્મી રાજા વચ્ચે સરહદ માટે તકરાર ઉભી થઈ. લડાઈને પરીણામે તિનાસરીમ, આરાકાન, કાચાર અને મણિપુર કંપનિના તાબામાં આવ્યા. એમ્હર્સ્ટના સમયમાં ભરતપુરનો કિલ્લો સર કરવામાં આવ્યો.

બ્રહ્મી વિગ્રહથી કંપનિને ઘણો લાભ થયો અને હિંદના પૂર્વના પ્રદેશોના દરિયાઈ બંદરો તેમને મળ્યા.]

**લૉર્ડ વિલિયમ બેંટિક** ઈ. સ. ૧૮૨૮–૩૫.

[ઈ. સ. ૧૮૦૬ માં જ્યારે વેલોરનો બળવો થયો ત્યારે બેંટિક મદ્રાસનો ગવર્નર હતો. બળવાનો દોષ તેના માથા પર આવ્યો હતો અને તેથી તેને ઇંગ્લાંડ પાછું જવું પડ્યું હતું. પોતાની આબરૂ પાછી મેળવવા માટે તેને બહુ ઉમેદ હતી. તેને હિંદુસ્તાનના ગવર્નર જનરલ થવાની એક તક મળી. તે ડાહ્યો, મયાળુ અને ભલો હતો. તેણે પોતાનો સઘળો વખત કંપનિનો

આંતર રાજ્યકારભાર સુધારવા પ્રયત્નો કર્યા. તેના વખતમાં એક પણ યુદ્ધ થયું ન હતું.

બેંટિકે વહીવટી ખર્ચમાં કરકસર કરી, રાજ્યકારભારમાં હિંદીઓને મોટે ભાગે લેવામાં આવ્યા. ઠગ ટોળીઓનો નાશ કર્યો. સતીનો રિવાજ બંધ કર્યો. અંગ્રેજી કેળવણી આપવાની શરૂઆત કરી. વિજ્ઞાનનું સાહિત્ય અને ઇતિહાસના અભ્યાસ માટે કોલેજો શરૂ કરી.

કંપનિના રાજ્ય વહીવટમાં સુધારો કરવા ઈ. સ. ૧૮૩૩ માં નવો પટો કરવામાં આવ્યો. કંપનિએ વેપાર છોડી દીધો અને હિંદુસ્તાનનો રાજ્યકારભાર કંપનિને સોંપાયો.]

**લોર્ડ ઑકલેન્ડ:** ઇ. સ. [૧૮૩૬–૪૨ લૉર્ડ ઑકલેન્ડ વ્હિગ પક્ષનો હતો. શરૂઆતમાં તેનો રાજ્ય કારભાર પ્રશંસાને પાત્ર હતો. તેણે દીવાની અદાલતમાં મોટા સુધારા કર્યા. ઈ. સ. ૧૮૪૨માં ચીનના વેપારીઓ સાથે તકરાર થવાથી યુદ્ધ થયું. હૉંગ કૉંગ અંગ્રેજ લોકોના હાથમાં ગયું. ઈ. સ. ૧૮૩૮–૪૨ સુધીમાં અફઘાન વિગ્રહ થયો. અંગ્રેજોએ શાહશુજાની દોસ્તી કરી, દોસ્ત મહમદને કાઢી મૂકવા પ્રયત્નો કર્યા. લાર્ડ ઑકલેન્ડની આ નીતિ વખોડવા લાયક હતી.]

**લોર્ડ એલન બરો:** ઈ. સ. ૧૮૪૨–૪૪ [એલન બરો જ્યારે હિંદુસ્તાન આવ્યો ત્યારે હિંદની સ્થિતિ રાજદ્વારી કાળા હોવાથી બગડી ગઈ હતી. રૈયત અશાંત હતી અને સુલેહ ભંગનો ભય રહેતો હતો. અફઘાન વિગ્રહનો તે અંત લાવ્યો અને અંગ્રેજોની મહત્તા જાળવી રાખી.

**લોર્ડ હાર્ડિંજ** ઈ. સ. ૧૮૪૪–૪૮ [લૉર્ડ હાર્ડિંજ બહાદુર અને કુનેહબાજ લશ્કરી અમલદાર હતો. તેણે જકાત કાઢી નાંખી. રક્ષિત રાજ્યોમાં બાળહત્યા, સતી અને મનુષ્ય વધના દુષ્ટ રિવાજોને અટકાવ્યા. રેલ્વે નહેર વગેરે જાહેર બાંધકામ કરવા શરૂ કર્યા. લશ્કરી ખર્ચમાં ઘટાડો કર્યો.

તેના વખતમાં પહેલો શીખ વિગ્રહ થયો. રણજિતસિંહના મરણ પછી શીખ સરદારોએ અંગ્રેજ રાજ્ય ઉપર આક્રમણ કર્યું. તેથી ઈ. સ. ૧૮૪૫–૪૬ માં અંગ્રેજ અને શીખ વચ્ચે વિગ્રહ થયો. વિગ્રહને અંતે લાહોરની સંધી થઈ અને પંજાબનું રાજ્ય કંપનિના રક્ષણ હેઠળ આવ્યું.]

## Q. 29. Give an estimate of the administration of Lord William Bentinck.

**સ. ૨૯. લોર્ડ વિલિયમ** બેન્ટિકના કારભાર વિષે ટુંક**માં તમારો** પોતાનો અભિપ્રાય આપો.

લોર્ડ એમ્હર્સ્ટના પછી **લોર્ડ વિલિયમ બેન્ટિકે હિંદમાં** ૧૮૨૮ માં ગવર્નર જનરલ તરીકે પગલાં માંડ્યાં. આ અગાઉ પણ તેણે હિંદમાં મદ્રાસના ગવર્નરનું સ્થાન ભોગવેલું. ઇંગ્લાંડથી તેને કંપનિના ખર્ચમાં કાપકૂપ કરવાની સુચના મળેલી. બેન્ટિક પણ 'તટસ્થતાની નીતિ'નેજ અનુમોદન આપતો પરંતુ વ્યવહારમાં તે જરા વિચાર કરીને વર્તતો.

લોર્ડ વિલિયમ બેન્ટિકે કુર્ગના રાજાને ગાદી પરથી ઉઠાડી મુક્યો. તે રાજા પ્રજાને ખુબ કનડતો તેમજ તેણે અંગ્રેજો સાથેનો સંબંધ પણ કાપી નાંખ્યો હતો. તેથી બેન્ટિકે ઈ. સ. ૧૮૩૪ માં કુર્ગ ખાલસા કર્યું. કાચારના રાજાનું ખૂન થવાથી બીજો કોઈ તેનું વારસદાર નહિ હોવાથી, બેન્ટિકે **કાચાર** પણ ખાલસા કર્યું. ઈ. સ. ૧૮૩૧ માં મેસુરમાં બંડ બન્યું અને તેથી બેન્ટિકે શક પડવાથી તેના રાજાને પદભ્રષ્ટ કર્યો; બંડ શાંત પાડી અંગ્રેજી રાજ્ય વહીવટમાં મેસુરને જોડી દીધું. તે ૧૮૮૧ માં ફરી પાછું અસલના રાજાના વંશને સોંપ્યું.

**ઠગ** લોકોનું જોર ખુબ વધી ગયું હતું. મુસાફરોને તેઓ ઘણોજ ત્રાસ આપતા અને કેટલીક વાર તેઓ મનુષ્યનો વધ પણ કરી પોતાની દેવીને બલીદાન આપતા. આથી લોકોને મુસાફરીમાં ઘણીજ અગવડ પહોંચતી. ઠગ લોકો હિંદના મોટા ભાગમાં પસરી ગયા હતા. આથી બેન્ટિકે આ ઠગનો જડમૂળથી નાશ કરવાને **સ્લીમેન** ને મોટું સૈન્ય આપી મોકલ્યો. તેણે ઠગોનો નાશ કરી લોકોનું દુઃખ દૂર કર્યું.

બેન્ટિકે પરદેશ નીતિમાં પણ પોતાના નામને છાજે એવુંજ કરી બતાવ્યું. તેણે રશિયા તરફથી હિંદની અંગ્રેજ સત્તાને કંઈપણ ડખલગીરી ન થાય તે માટે પંજાબના સિંહ રણજીત સિંહ સાથે દોસ્તીના કરાર કર્યા, અફઘાનિસ્તાન તેમજ સિંધ સાથે પણ મિત્રાચારી વધુ મજબુત બનાવી. સિંધના

અમારો પાસે સિંધુ નદીના મુખ સુધી અંગ્રેજોના વેપારી વહાણો ને વેપાર કરવાની પરવાનગી અપાવી. આવી રીતે રાજ્ય કારભાર ચલાવી પછી શાંતિના સમયને યોગ્ય કાર્ય કરવા તરફ બેન્ટિકે મન વાળ્યું અને કેટલાક સુધારા કર્યા.

**બેન્ટિકના સુધારા–રાજકીય–**(૧) બેન્ટિકે સિપાઈને પગાર ઉપરાંત યુદ્ધના સમયમાં મળતા ભથ્થામાં કાપ મૂક્યો. (૨) કલકત્તા, ઢાકા, મુર્શિદાબાદ અને પટણાની કોર્ટોને તાળાં દીધાં. (૩) અલાહબાદમાં એક દીવાની અને બીજી ફોજદારી કોર્ટ સ્થાપી. (૪) હિંદીઓને લાયકાત પ્રમાણે ન્યાય આપવાનું જાહેર કર્યું. ન્યાયાધીશ તેમજ બીજી મોટી જગ્યાઓએ હિંદીઓને નાત જાતના ભેદ ગણ્યાં વગર નિમવામાં આવ્યાં (૫) અફીણના ઇજારાને સરકારે પોતાનો બનાવ્યો. આથી સરકારની પરવાનગી સિવાય અફીણ કોઈથી વેચાય નહિ. એ પરવાના વેપારીઓને વેચાતા લેવા પડતા. (૬) દરેક કોર્ટોએ પોત પોતાનું કામકાજ પોતાની જ પ્રાંતિક ભાષામાં ચલાવવું એવું નક્કી કર્યું. (૭) તેણે અયોધ્યા તેમજ આગ્રા પ્રાંતની જમીનની બરાબર આંકણી કરાવી મહેસુલ ઠરાવી આપ્યું. (૮) કોર્ટમાં લોકોને ઓછો ખર્ચ થાય અને દાવાઓનો જલદી નિવેડો આવે તેટલા માટે ન્યાયાધીશોની સંખ્યામાં તેમજ તેમના પગારમાં વધારો કર્યો.

**શિક્ષણ સબંધી સુધારા:–** ઇ. સ. ૧૮૩૩ માં હિંદીઓને કેળવણી કઈ ભાષામાં આપવી એ માટે મેકોલે. વિલ્સન, ડફ તેમજ ટ્રિવેલિયન વગેરેની એક કમીટી મળી. ૧૮૧૩ થી કેળવણી ને માટે દર વરસે કાઢેલા ૧ લાખ રૂપીઆની વ્યવસ્થા સંસ્કૃત તેમજ અરબીક ભાષા તરફ જ થતી. હવે મેકોલે એ બેન્ટિકને તે રકમ અંગ્રેજી ભાષા દ્વારા કેળવણી આપવા પાછળ ખર્ચાવવી જોઇએ એમ કહ્યું અને બેન્ટિકે તેથી તેમ કરાવ્યું પણ ખરું. તેથી બેન્ટિકે કલકત્તામાં એક મેડીકલ કોલેજ તેમજ મુંબઈમાં એલ્ફીન્સ્ટન કોલેજ તેમજ બીજે કેટલેક સ્થળે અંગ્રેજી શાળાઓ સ્થાપી. આ શાળામાં શિક્ષણ લીધેલાને જાતિ ભેદ વિના નોકરી આપવી એમ ઠરાવ્યું.

**સમાજ સુધારા:–** (ક) ૧૮૨૯ માં બેન્ટિકે સતીના રિવાજને તિલાંજલી આપી. તેણે સતી થનાર તેમજ તેને તે કાર્યમાં જે મદદ કરતાં

હોય તેમને બધાને ગુનહેગાર ઠરાવી શિક્ષાને પાત્ર ઠરાવ્યા (ખ) ઠગ લોકોનો પણ સ્લીમેનની મદદથી નાશ કરી પ્રજાના દુ:ખ ટાળ્યાં. (ગ) રજપુતાનામાં બાળહત્યા થતી હતી તે રિવાજને પણ બંધ કર્યો (ઘ) જીવતા મનુષ્યનું બલિદાન આપવાના ક્રૂર રિવાજ પર પણ તેણે બંધન મૂક્યું.

અન્ય સુધારા પણ બેન્ટિકે કર્યા. એના વખતમાં પહેલ વહેલી જ હિંદમાં આગબોટો આવવા લાગી. તેણે રાતા સમુદ્ર દ્વારા ઈંગ્લાંડથી હિંદ આવવાના માર્ગને જોડવાના પ્રયત્ન આદર્યા તેણે નહેરો ખોદાવી ખેતીને ઉત્તેજન આપ્યું. લોર્ડ વિલિયમ બેન્ટીકે મોટી સડકો કલકત્તાથી પેશાવર અને મુંબઈથી આગ્રાની બંધાવી. તેણે ઈ. સ. ૧૮૩૫ માં હિંદનો કિનારો છોડ્યો.

આવી રીતે ઉદાર ગવર્નર–જનરલ બેન્ટિકે પોતાનું કામ કર્યું. તેનાં કાર્યો પહેલાંના ગવર્નર–જનરલોના કામને પણ ટક્કર મારી જાય એવાં હતાં. ઇતિહાસમાં થઈ ગયેલા શ્રેષ્ઠ ગવર્નર–જનરલોમાંનો તે એક થઈ ગયો. બેન્ટિકનું નામ તેના સુયોગ્ય રાજ્યકારભારથી હમેશને માટે ઇતિહાસને પાને ઝળહળતું રહેશે.

Q. 30. "Lord Willian Bentick is entitled to a high place among the Governor. Generals of India." Justify this statment fully.

સ. ૩૦. "લોર્ડ વિલિયમ બેન્ટિક ગવર્નર જનરલોમાં અગ્રસ્થાન ભોગવે છે" એ હકીકત સાબિત કરવા પૂરતા કારણો આપો.

જુઓ સવાલ ૨૯માની હકીકત.

Q. 31. "Marquis of Hastings played great part in establishing the British as paramount power in India. "Explain fully this remark.

સ. ૩૧. અંગ્રેજોની સત્તા હિંદમાં સર્વોપરી બનાવવા, માર્ક્વેસ ઓફ હેસ્ટિંગ્સે શું શું ભાગ ભજવ્યો ?

જુઓ સવાલ ૨૮માનો જવાબ.

Q. 32. Write briefly on:-(1) The Reforms of Lord William Bentick, (2) Charter Act of 1833. (3) The Conqust of Burma.

સ. ૩૨. નીચેની બાબતો વિષે ટૂંક નોંધ લખો:-

(૧) બેન્ટિકના સુધારા. (૨) ઇ. સ. ૧૮૩૩નો પટો. (૩) બ્રહ્મી વિગ્રહ.

(૧) **લોર્ડ વિલિયમ બેન્ટિકના સુધારા:**—જુઓ સવાલ ૨૮મો.

(૨) **૧૮૩૩નો કંપનિનો પટો:**—ઇ. ઈ. કંપનિના પટાની મુદત ખતમ થઇ ધઇ હતી. તેથી ઇ. સ. ૧૮૩૩ની સાલથી નવો પટો કંપનિને માટે કરવામાં આવ્યો. આથી કંપનિના હિંદના રાજ્યકારભારની મુદત બીજા ૨૦ વર્ષને માટે લંબાઈ. કંપનિ સરકારનો ચીન સાથેનો એકહથ્થુ વેપાર ઇંગ્લાંડની સરકારે બંધ કર્યો. ઇ. સ. ૧૮૩૩ના આ પટાથી કંપનિ વેપારી મંડળી મટીને રાજ્યકીય મંડળી બની. હવેથી બંગાળાના ગવર્નર-જનરલને હિંદના ગવર્નર-જનરલની પદ્વી મળી. નોર્થ વેસ્ટર્ન પ્રાંતના રાજ્યકારભાર માટે ચોથો ઇલાકો બનાવ્યો આ વખતથી પહેલીજવાર હિંદના અંગ્રેજ રાજ્ય માટે કાયદા બનાવવાનો હિંદની અંગ્રેજ સરકારે હક્ક આપ્યો. ગવર્નર-જનરલની કાઉન્સીલમાં ચોથો સભ્ય ઉમેર્યો. તે સભ્ય સારો ધારાશાસ્ત્રી હોવો જોઇએ. હિંદુઓને જાતિભેદની કોઇપણ દખલગીરી સિવાય નોકરીમાં દાખલ કરવામાં આવ્યા. આ પટાથી હિંદની કંપનિનો રાજ્યકારભાર સંપૂર્ણ રીતે બોર્ડ ઓફ કન્ટ્રોલના હાથમાં મૂકાયો.

(૩) **બ્રહ્મી વિગ્રહ:**—બ્રહ્મદેશનો રાજા પોતાની સત્તા દૂરદૂર અને મુલકો વધાર્યે જતો હતો, આસામ, કાચાર, અને મણિપુર તો પોતાના તાબે બનાવ્યાં; પરંતુ બ્રહ્મદેશના રાજાના જુલ્મથી લોકો કંટાળી જઇ અંગ્રેજોના આશ્રય હેઠળ ગયાં. રાજાએ પોતાની પ્રજાને સોંપી દેવા અંગ્રેજોની પાસે માંગણી કરી. તેમજ બ્રહ્મીરાજાએ ચિતેગોંગ અને ઢાકા પણ તેના છે અને તે પાછા સોંપી દેવા જોઇએ એમ અંગ્રેજોને કહ્યું. પરંતુ ઇ. સ. ૧૮૨૪માં બ્રહ્મીરાજાએ પોતાની સત્તા વધારવાનું કામ શરૂ કરી દીધું તેથી

બર્મી વિગ્રહના મંડાણ મંડાઈ ગયા. અંતમાં બંને સૈન્ય વચ્ચે ઘણી ચકમક થયાં પછી ઈ. સ. ૧૮૨૬માં યેન્ડાબુના કરારો થયા; એ કરારથી આસામ, આરાકન અને તિનાસરીમ પ્રાંતો અંગ્રેજોને મળ્યા. વિગ્રહના ખર્ચ બદલ બ્રહ્મીરાજાએ ૧ કરોડ રૂપીઆ અંગ્રેજોને આપવા પડ્યા. તેમજ બ્રહ્મદેશમાં એક અંગ્રેજ રેસીડન્ટ રાખવા એવું નક્કી થયું. આ વિગ્રહની જીતથી અંગ્રેજોને વેપાર કરવાની વધુ સુગમતા થઈ. આ વિગ્રહ લોર્ડ આમ્હર્સ્ટના વખતમાં થયો હતો.

Q. 33. Give in short the career of Ranjit Singh. What role did he play in Indian History?

સ. ૩૩. રણજીતસિંહનું નામ હિંદના ઈતિહાસમાં શા માટે જાણીતું છે? એની ટૂંક જીવનરેખા આપો.

**રણજીતસિંહનો જન્મ:**—ઈ. સ. ૧૭૮૦માં થયો હતો. તે પણ બહાદુર મહાનસિંહનો બહાદુર બેટો હતો. રણજીતસિંહે છૂટા છવાયા નાનાં નાનાં ૧૨ સંસ્થાનોને એકત્રિત કરી શીખોમાં સંગઠન કર્યું. ઝમાનશાહે તેની હોશિયારી તેમજ પ્રતિભા જોઈને લાહોર સોંપી તેને પંજાબનો સૂબો બનાવ્યો. ધીમે ધીમે તેણે કુનેહથી પંજાબ પ્રાંત સ્વતંત્ર બનાવ્યો અને શીખોનું જોર વધાર્યું તેમનો રાજા બન્યો. પોતાની શીખ પ્રજાને યુરોપીયન ઢબથી લશ્કરી તાલીમ આપી તેણે પોતાનું માથું ધીમે ધીમે ઊંચકવા માંડ્યું. અફઘાનો પાસેથી પેશાવર મેળવ્યું, તેમજ મુલતાન અને કાશ્મીરને પણ હાથ કર્યાં. તેણે પોતાના રાજ્યની હદ કાશ્મીરથી સિંધ અને સુલેમાનથી સતલજ સુધીની વધારી હતી. હવે તેનો વિચાર સતલજની દક્ષિણ બાજુ પર સત્તા જમાવવાનો હતો. તેણે પતિયાલા તેમજ તેની બાજુના મુલક પર છાપો માર્યો; પરંતુ તેઓએ અંગ્રેજોની મદદ માંગી. અંગ્રેજો રણજીતસિંહને સારી રીતે જાણતા. તેથી ડહાપણથી યુદ્ધમાં નહિ ઉતરતાં તેઓએ રણજીતસિંહ સાથે મૈત્રીના કરાર કરી. દરેકના રાજ્યની સીમા મુકરર બનાવી. તે કરાર મુજબ રણજીતસિંહે સતલજની દક્ષિણે ન આવવું અને અંગ્રેજોએ સતલજની ઉત્તરે ન જવું તેમજ રણજીતસિંહે અંગ્રેજો સાથે મૈત્રી રાખવી એવું ઠર્યું.

રણજીતસિંહ જીવ્યો ત્યાં સુધી તેણે પોતાના વચનને ઉથાપ્યું નહીં. અંગ્રેજોને એક વિશ્વાસુમિત્ર તરીકે ઈતિહાસમાં તે અમર થઈ ગયો. રણજીતસિંહને અંગ્રેજો 'પંજાબનો સિંહ' તરીકેજ ઓળખતા. તે ૧૮૩૯માં મૃત્યુ પામ્યો હતો.

જો કે રણજીતસિંહ પણ શિવાજી તેમજ હૈદરઅલીની જેમ અભણ હતો, પરંતુ તે પણ એક અજોડ લડાયક પ્રજા શીખને તેમજ શીખ રાજ્યને હિંદના ઈતિહાસમાં પ્રખ્યાત બનાવી ગયો. રણજીતસિંહ એક અજોડ સૈનિક, ઉત્તમ ઘોડેસ્વાર તેમજ એક મુત્સદ્દી અને રાજ્ય કર્તા હતો. હમેશાં તે પોતે મેળવેલી જીતોને ગુરૂગોવિંદની પ્રસાદીજ માનતો. રણજીતસિંહની પણ આપણે શિવાજી, એલેકઝાન્ડર, નેપોલિયન તેમજ બીજા પ્રતિભાશાળી નરરત્નોમાં ગણના કરીએ તો અજુગતું તો નહિજ કહેવાય. રણજીતસિંહ પણ ટુંકમાં **રણજીતસિંહજ** હતો. 'પંજાબના સિંહ'નું અંગ્રેજોનું આપેલું નામ હિંદના ઈતિહાસમાં તેને માટે જરાપણ વધારે પડતું નથી.

Q. 34. Write what you know of:-(1) Macaulay, (2) Mount stuart Elphinstone, (3) Sir Charles Metcalfe, (4) Ranjit Singh (5) Arthur Wellesley.

સ. ૩૪. નીચે જણાવેલા શખ્સો વિષે ટુંક નોંધ લખો:-

(૧) મેકોલે. (૨) માઉન્ટ સ્ટુઅર્ટ એલ્ફિન્સ્ટન. (૩) સર ચાર્લ્સ મેટકાફ. (૪) રણજીતસિંહ. (૫) આરથર વેલેસ્લી.

(૧) **મેકોલે:**—તેનો જન્મ ઈ. સ. ૧૮૦૦માં થયો હતો. તેણે જુદે જુદે વખતે પેમાસ્તર-જનરલ તેમજ યુદ્ધના સેક્રેટરીની પદવી ભોગવી હતી. મેકોલે એક સારો ધારાશાસ્ત્રી હતો અને ૧૮૩૩ના પટાની એક કલમ પ્રમાણે ગવર્નર-જનરલની કાઉન્સીલના એક સભ્ય તરીકે હિંદમાં ૫ વર્ષ સુધી સ્થાન ભોગવ્યું હતું. વિલિયમ બેન્ટિકને કેળવણીની બાબતમાં સલાહ આપી. હિંદમાં હિંદિઓને શિક્ષણ અંગ્રેજી ભાષામાંજ આપવું એમ મેકોલેએ ઠરાવ્યું. આથી કલકત્તામાં એક મેડીકલ કોલેજ અને મુંબઈમાં એલ્ફિન્સ્ટન કોલેજ બંધાઈ. જો આપણે તેને હિંદમાંના અંગ્રેજી શિક્ષણનો પિતા એમ કહીએ

નો અનુગતું નહિ ગણાય. તે હિંદના પીનલકોડનો કર્તા હતો. હિંદથી ઇંગ્લાંડ પાછા ગયા પછી મૅકોલે એડિન્બરો તરફથી સભ્ય તરીકે પાર્લામેન્ટમાં ચૂંટાઈને આવ્યો. પોતાની વક્તૃત્વશક્તિથી બીજા સભ્યોના દિલ તેણે હરી લીધાં હતાં. તેના ઐતિહાસિક લેખો પ્રખ્યાત છે. ૧૮૫૭માં તેને લૉર્ડ બનાવવામાં આવ્યો. મૅકોલે ૧૮૫૯માં મૃત્યુ પામ્યો. ઇતિહાસમાં મૅકોલે એક તેજસ્વી લેખક તરીકે પ્રખ્યાતિ પામી ગયો.

(૨) **માઉન્ટ સ્ટુઅર્ટ એલ્ફિન્સ્ટન:**–ઇન્ડિયન સિવિલ સર્વિસમાં તે ૧૮ વર્ષની વયમાં દાખલ થયો. તેણે એક સારા જનરલ તેમજ મુત્સદ્દી તરીકેનું પોતાનું પાણી બતાવી આપ્યું હતું. તેણે આર્થર વેલેસ્લીને પણ આસાઈના યુદ્ધમાં મદદ કરી હતી. તેણે ઇ. સ. ૧૮૦૯માં કાબુલ જઈ શાહસુજા સાથે મૈત્રીના કરાર કરવામાં સફળતા મેળવી હતી. ૧૮૧૮માં બાજીરાવ બીજાના રાજ્યમાં બ્રીટીશ રેસીડન્ટની પદવી પણ તેણે ભોગવી હતી. પેશ્વાઈ સત્તાના અંત પછી એલ્ફીન્સ્ટન મુંબઈ ઇલાકાનો ગવર્નર થયો હતો. ત્યાં તેણે ઘણાં સારા સુધારા કર્યા. તેને ત્રણ વખત ગવર્નર-જનરલ થવા કહેવામાં આવ્યું હતું પરંતુ તેની નાદુરસ્ત તબીયતને લઈને તેણે તે પદ સ્વીકારવા ના પાડી હતી. ઇ. સ. ૧૮૫૯માં મૃત્યુ પામ્યો.

(૩) **સર ચાર્લ્સ મેટકાફ:**–મેટકાફ વેલેસ્લીના હાથ નીચે રાજદ્વારી બાબતમાં કેળવાઈને અચ્છો ખેલાડી બન્યો હતો. જ્યારે રશિયાની ધાક હતી ત્યારે તેને રણજીતસિંહ સાથે દોસ્તીના કરારો કરવા લાહોર મોકલવામાં આવ્યો હતો. રણજીતસિંહને તેણે ઘણીજ હોશિયારીથી જીતી લઈ, દોસ્તીના કરાર પર સહી કરાવી લીધી. મેટકાફની વાણીએ રણજીતસિંહને તેના જીવન-ભર અંગ્રેજો સાથે મૈત્રીથી ગાંઠી રાખ્યો. મેટકાફને આથી વાયવ્ય પ્રાંતના ગવર્નર બનાવવામાં આવ્યો. ઇ. સ. ૧૮૩૫માં બેન્ટિકના ગયા પછી અને ૧૮૩૬માં ઑકલેન્ડના આગમન પહેલાના ૧ વર્ષના ગાળા માટે તેને હિંદના ગવર્નર-જનરલનું પદ આપવામાં આવ્યું હતું. આ પદે આવ્યા પછી તેણે વર્તમાન પત્રો પરથી બંધનો દૂર કર્યા; અને સંપૂર્ણ સ્વતંત્રતા બક્ષી. ફક્ત આ એકજ કાર્યને માટે મેટકાફ બ્રિટીશ હિંદના ઇતિહાસમાં પ્રખ્યાતિ

પામી ગયો છે. ઈ. સ. ૧૮૩૬માં મેટકાફ ઈંગ્લંડ ગયો.

(૪) **રણજીતસિંહ:**–જુઓ સવાલ ૩૩માનો જવાબ.

(૫) **આર્થર વેલેસ્લી:**–હિંદના ગવર્નર–જનરલ માર્કિવસ ઓવ વેલે-સ્લીનો આર્થર વેલેસ્લી ભાઈ થતો હતો. તે ૧૭૯૭માં હિંદ આવ્યો. ૪થા મહેસુર વિગ્રહ વખતે તેણે અગત્યનો ભાગ ભજવ્યો હતો. ટિપુના અંત પછી તેને શ્રીરંગપમનો ગવર્નર બનાવવામાં આવ્યો. એક રાજ્યકર્તા તરીકેની તેની અહીં પ્રખ્યાતિ થઈ. તેણે બીજા મરાઠા વિગ્રહ વખતે અહમદનગરને ઘેરો ઘાલી તેમજ આસાઈ આગળ સિંધિયાને અને ભોંસલેના સંયુક્ત લશ્કરને હાર આપી હતી. એક સારા જનરલની ખ્યાતિ આર્થર વેલેસ્લીને મળી. ૧૮૦૫માં તે ઈંગ્લાંડ ગયો અને પછી ત્યાં નેપોલિયનની સામેના યુદ્ધમાં તેણે ભાગ લીધો. આ પછી તે ડ્યૂક ઓફ વેલિંગ્ટનના નામે ઓળખાવવા લાગ્યો. ૧૮૫૨માં તે મૃત્યુ પામ્યો. ઇતિહાસમાં તે એક ઉત્તમ સેનાપતિ તરીકે પ્રખ્યાત થઈ ગયો છે.

Q. 35 What were the policies adopted by Lord Auckland and Lord Ellenborough towards Afghanistan ? Whose policy was the wise one and why ?

સ. ૩૫ લોર્ડ ઓકલેંડ અને લોર્ડ એલનબરોની અફગાનિસ્તાન તરફ શું નીતિ હતી ? કોની નીતિ લાભકારક હતી ?

ઈ. સ. ૧૮૩૬માં ઓકલેંડે હિંદમાં પગ મુકયો. આ વખતે હિંદની અંગ્રેજ સત્તાને રશિઆનો ભય હતો. આથી ઓકલેંડે અફઘાનિસ્તાન સાથે મૈત્રીના કરાર કરવા એક અંગ્રેજ એલચીને મોકલ્યો. આ સમયે અફઘાનિ-સ્તાનની ગાદીએ **દોસ્તમહમદ** હતો. દોસ્ત મહમદે અંગ્રેજ એલચીને કહ્યું કે જો અંગ્રેજો રણજીતસિંહ પાસે પેશાવર દોસ્તમહમદને પાછું અપાવે તો દોસ્તમહમદ અંગ્રેજોનો મિત્ર થવા રાજી હતો. પરંતુ રણજીતસિંહ તો અંગ્રેજોનો મિત્ર હતો. અંગ્રેજોને રણજીતસિંહના બળની ખબર હતી. આથી ઓકલેંડે દોસ્તમહમદને ચોખ્ખી ના પકડાવી દીધી. ઓકલેંડે જ્યારે ના

પરખાવી ત્યારે અફઘાનિસ્તાનમાં રશીઆનો એલચી પણ દોસ્તમહમદ પાસે હતો. આથી ઓકલેંડને બળતામાં ઘી હોમાયું.

ઓકલેંડે ૧૮૩૭માં, રણજીતસિંહ અને અફઘાનિસ્તાનના પદભ્રષ્ટ રાજા **શાહસુજા** સાથે મળી દોસ્તમહમદને હરાવ્યો. ત્યાર પછી અફઘાનિસ્તાનના તખ્ત પર શાહસુજાને બેસાડવામાંઆવ્યો. અંગ્રેજોનો આશય આમાં એટલો જ હતો કે અફઘાનિસ્તાનની ગાદી પર એવા રાજાને બેસાડવો કે અંગ્રેજોનાજ હાથમાં તે રહે. રશિઆ તરફનો પણ આથી ભય ટાળવાનો અંગ્રેજોનો હેતુ હતો. શાહસુજા એક નામરદ તેમજ અંગ્રેજોનું રમકડું થઈ રહે એવો અફઘાનોનો તિરસ્કાયલો પદભ્રષ્ટ રાજા હતો. ઓકલેન્ડે દોસ્તમહમદ સાથે લડાઈ જાહેર કરી. યુદ્ધમાં દોસ્તમહમદ નાઠો પરંતુ કેદ પકડાયો અને અંગ્રેજોએ શાહસુજાને ગાદી સોંપી. ઓકલેન્ડ દોસ્ત મહમદને કલકત્તા લાવ્યો અને શાહસુજાની સહીસલામતી માટે એક અંગ્રેજ લશ્કર તેમજ એક અંગ્રેજ રેસીડન્ટ અફઘાનિસ્તાનમાં રાખ્યો.

શાહસુજા અફઘાનોને તો ગમતોજ ન હતો; તેથી એક વર્ષમાં અફઘાનીસ્તાનમાં દાવાનળ ફાટ્યો. દોસ્ત મહમદના બેટા અકબરખાને બળવાની સરદારી લીધી. તેણે અફઘાનિસ્તાનમાંના અંગ્રેજોને અસહ્ય દુઃખ દેવા માંડ્યું. અંગ્રેજ રેસીડન્ટ **બર્ન્સ** તેમજ અંગ્રેજ લશ્કરના વડા **મેકનોટનનું** અફઘાનોએ ખૂન કર્યું. શાહસુજાનું પણ ખૂન કરી અફઘાન સરદાર અકબરખાન ગાદી પર બેઠો. તેણે અંગ્રેજ લશ્કરના હથીઆરો લઈ લીધાં અને હિંદ પાછા સહીસલામત વાળવા ખાતરી આપી. પરંતુ રસ્તામાંજ લગભગ આખા લશ્કરનો અફઘાનોએ નાશ કર્યો. પરંતુ ભયંકર નાશમાંથી છટકી નાસેલા ડો. **બ્રાયડને** ઓકલેન્ડને આ અશુભ સમાચાર આપ્યાં. ઓકલેન્ડ કલંકીત બની ઇંગ્લાંડ ચાલ્યો ગયો. ઓકલેન્ડના અવિચારી પગલાંનું ઝેરી ફળ નિર્દોષ અંગ્રેજોને ચાખવું પડ્યું.

ઓકલેન્ડના ગયા પછી લાર્ડ એલનબરો ૧૮૪૨માં હિંદમાં ગવર્નર જનરલના પદે આવ્યો. આવતાની સાથે તેણે પોતાની દૃષ્ટિ અફઘાનિસ્તાન તરફ દોડાવી. તેણે અંગ્રેજોની આબરૂ પાછી મેળવવા અને અફઘાનો પર બદલો

સેના જનરલ પોલોક અને નોટને અફઘાનીસ્તાન રવાના કર્યા. અંગ્રેજોએ આવી. કાબુલ અને કંદહાર પાછાં મેળવી ગુમાવેલી આબરૂ પાછી મેળવી. અંગ્રેજોએ કાબુલ અને કંદહાર જીતી, લૂંટી અને બાળીને પોતાનો બદલો લીધો. એલનબરોની નીતિ એવી હતી કે અફઘાનીસ્તાનમાં ગયલી આબરૂ પાછી મેળવવી અને ત્યાર પછી અફઘાનોના લાડીલા દોસ્તમહમદનેજ કેદમાંથી મુક્ત કરી પાછી અફઘાનીસ્તાનની ગાદી તેનેજ સોંપવી. અફઘાનીસ્તાનની રાજ ખટપટમાં અંગ્રેજોએ ત્યાર પછી માથુ માર્યું નહિ. આજ ડહાપણની નીતિ પ્રમાણે અફઘાનિસ્તાન જીતી, દોસ્ત મહમદને છૂટો કરી, એક વાર પાછી એલનબરોએ અફઘાનીસ્તાનની ગાદી દોસ્ત મહમદને સોંપી. અંગ્રેજ લશ્કર ને પણ તેણે પાછું બોલાવી લીધું. એક પણ અંગ્રેજને અફઘાનીસ્તાનમાં એલનબરોએ રહેવા દીધો નહિ.

લોર્ડ ઓકલેન્ડની નીતિ અવિચારી હતી. પરદેશી રાજ્ય તંત્રમાં માથુ મારવાની તેને શી જરૂર હતી? લોકબળને કચડી લોકોના અપ્રિય રાજાને રાજ્ય સોંપવાની તેને શી જરૂર હતી? લોકોનું સ્વાતંત્ર ઝૂંટવી લઈ તેણે શું ફળ મેળવ્યું? રશિયાનો બીક તો ફોગટ જ હતી. એલનબરોની નીતિ ઓકલેન્ડની નીતિ કરતાં ઘણેજ દરજ્જે ડહાપણ ભરેલી ગણી શકાય. પરંતુ તેણે જે શહેરોને લુંટાવી બાળી નખાવ્યાં તે પગલાં શોભાસ્પદતો નજ કહેવાય.

Q. 36. Write short notes on:–(1) Raja Ram Mohanray. (2) Lord Amherst, (3) Lord Hardinge (4) Sir John Shore.

સ. ૩૬. (૧) રાજા રામ મોહનરાય, (૨) લાર્ડ આમહર્સ્ટ. (૩) લાર્ડ હાર્ડિંજ. (૪) સર જોન શોર વિષે ટુંક નોંધ લખો.

(૧) **રાજા રામમોહનરાયઃ**–ઇ. સ. ૧૭૭૨ માં બંગાળામાં તેમનો જન્મ થયો હતો ઇ. સ. ૧૮૨૯ માં સ્થપાયલી બ્રહ્મો સમાજના પિતા રાજા રામમોહનરાય હતા. તેણે પર્શિયન, એરેબીક, હિંદી તેમજ સંસ્કૃતમાં સારૂં જ્ઞાન મેળવ્યું હતું. બુદ્ધ ધર્મનું જ્ઞાન મેળવવા માટે તેણે ૧૫ વર્ષની કુમળી વયમાં પોતાનું ઘર ત્યજી દીધેલું. ૧૦ વર્ષ સુધી ઈ. ઈ. કંપનીમાં દિવાન

તરીકેની નોકરી તેણે કરી હતી. હાલના બંગાળી ગદ્ય સાહિત્યનો પિતા પણ રાજા રામમોહનરાય હતો. તે એક પ્રખર સામાજીક તેમજ ધાર્મિક સુધારક તરીકે પ્રખ્યાત છે. સતીનો રિવાજ અને હિંદુઓમાં ઘર કરી બેઠેલા વહેમોનો તેણે જબરો વિરોધ કર્યો હતો અને સતીનો રિવાજ બંધ કરવામાં અગત્યનો પાઠ ભજવ્યો હતો. તેણે વર્તમાન પત્રો પરથી બંધનો દૂર કરવા ઘણી જ મહેનત ઉઠાવી. દિલ્હીના રાજાએ તેને રાજાનો ઇલ્કાબ આપ્યો હતો. ૧૮૩૧ માં તે ઇંગ્લાંડ ગયા હતા. ત્યાં જઈ હિંદની સ્થિતિનું બોર્ડ ઓફ કન્ટ્રોલને ઘણીજ સારી રીતે ખ્યાલ આપ્યો." ઇ. સ. ૧૮૩૩ માં તેનું મૃત્યુ થયું. ઇતિહાસમાં રાજા રામ મોહનરાય સામાજીક તેમજ ધાર્મિક સુધારક તરીકે ખ્યાતિ મેળવતા ગયા છે.

(૨) **લૉર્ડ આમ્હર્સ્ટ :** જુઓ પાનું ૮૮

(૩) **લૉર્ડ હાર્ડિંજ :** જુઓ પાનું ૪૯

(૪) **શર જોન શોર :** જુઓ પાનું ૩૫

**લૉર્ડ ડેલહાઉસિ:–ઇ. સ. ૧૮૪૮–૧૮૫૬.**

[ લૉર્ડ ડેલહાઉસિ ૩૫ વરસની નાની વયે અધિકારમાં આવ્યા. તેણે પ્રાન્તો ખાલસા કરવાની પદ્ધતિ અખત્યાર કરી. એના અમલમાં જે કોઈ રાજા કે નવાબ બિનવારસ મરણ પામે તેનું રાજ્ય બ્રિટિશ સરકારમાં ખાલસા થાય એમ તેણે ઠરાવ્યું. તે ઉપરાંત જે દેશી રાજાનો રાજ્યકારભાર સંતોષકારક ન જણાય તેને ગાદી ઉપરથી ઉઠાડી મૂકી તેનું રાજ્ય પણ ખાલસા કરવામાં આવતું. આ પ્રમાણે ડેલહાઉસિના વખતમાં સતારા, નાગપુર, ઝાંસી, સિકિમ, અયોધ્યા પ્રાંત વગેરે ખાલસા થયાં.

ડેલહાઉસિના વખતમાં પ્રથમ રેલ્વે સડક નંખાઈ. ટપાલ અને તારખાતાં સ્થપાયાં, જાહેર બાંધકામ તથા કેળવણી ખાતાં શરૂ થયાં. ઇ. સ. ૧૮૫૩માં કંપનિનો પટો પુરો થવાથી નવો પટો થયો. સનદી નોકરીમાં જાહેર હરિફાઈમાં ઉતિર્ણ થયેલા માણસોને ત્યારથી લેવામાં આવ્યા.

ડેલહાઉસિના વખતમાં બીજો શીખ વિગ્રહ થયો. તેમાં શીખો હાર્યા અને પંજાબ પ્રાંત ખાલસા થયો. ત્યારપછી બીજો બ્રહ્મી વિગ્રહ થયો અને તેને પરિણામે પેગુ પ્રાંત ખાલસા કરવામાં આવ્યો. ]

**લોર્ડ કેનિંગઃ—ઈ. સ. ૧૮૫૭.**

લોર્ડ કેનિંગ હિંદુસ્તાનનો છેલ્લો ગવર્નર જનરલ હતો. તેના વખતમાં બળવો થયો હતો. બળવાનાં મુખ્ય કારણો ડેલહાઉસિની ખાલસા પધ્ધતિ, તાર અને રેલવેથી ઉત્પન્ન થએલા વહેમો, બંદુકોની કારતુસ પર વપરાતી ચરબી અને તેથી લશ્કરને વટલાવવાનો ભય હતાં. મીરત, કાનપુર, લખનૌ બળવાના કેન્દ્ર સ્થાનો હતાં. બહાદુરશાહ, ઝાંસીની રાણી, તાંતીઆ ટોપીએ મુખ્ય ભાગ બળવો કરવામાં લીધો હતો. આ બળવાની ખબર ઈંગ્લંડ પહોંચતાં હિંદના રાજ્યકારભારની પદ્ધતિમાં એકદમ ફેરફાર કરવામાં આવ્યો. હિંદના મુખ્ય હાકેમને વાઈસરૉયની પદવી આપી અને બધો રાજકારભાર તેની ગોઠી દેખરેખ હેઠળ મૂકાયો. બોર્ડ ઓવ કંટ્રોલને બદલે સેક્રેટરી ઓવ સ્ટેટ્સ અને તેનીસભાને હિંદની સત્તા સોંપાઈ. લોકોને શાંત કરવા ઈ. સ. ૧૮૫૮માં મહારાણી વિક્ટોરીઆનો ઢંઢેરો બહાર પાડવામાં આવ્યો. તેમાં બળવાખોરોને માફી આપવામાં આવી. રાજાઓ સાથેના કરારો જાળવવા અને પ્રજામાં સર્વને સરખા હક મળશે એવું જાહેર કરવામાં આવ્યું.

મુંબઈ, મદ્રાસ અને કલકત્તામાં યુનિવર્સિટિઓ લોર્ડ કેનિંગના વખતમાં સ્થપાઈ.

Q. 37 Review briefly the administration of Lord Dalhousie.

સ. ૩૭. લોર્ડ ડેલહાઉસિના રાજ્ય કારભારની ટુંકમાં સમાલોચના કરો.

ઈ. સ. ૧૮૪૮માં હાર્ડિંજના ગયા પછી સામ્રાજ્યવાદી લોર્ડ ડેલહાઉસિ હિંદમાં આવ્યો. જ્યારે તેણે હિંદમાં પગ મૂક્યો ત્યારે પંજાબે તેને યુદ્ધ કરવાને નોતર્યો. પંજાબમાં રણજીતસિંહના મૃત્યુ પછી અશાન્તિજ વ્યાપી રહી હતી. પંજાબમાં દેખરેખ રાખવા રહેલા અંગ્રેજ રેસીડન્ટે મુલતાનના રાજા મુળરાજ પાસે હિસાબ માંગ્યો. મુળરાજે તે આપવા ચોખ્ખી ના પાડી; ત્યાર પછી મુળરાજે રાજીનામું આપી અંગ્રેજ રેસીડન્ટનું ખૂન કરી અંગ્રેજો સામે લડાઈ જાહેર કરી. અંગ્રેજ સરદારો એડવર્ડ અને સર હ્યુગોએ શીખોને

હરાવ્યા; અને ડેલહાઉસિએ **પંજાબ ખાલસા** કરી લઈ અંગ્રેજ સત્તામાં જોડી દીધું. **બરમા** પણ આવીજ રીતે અંગ્રેજ રેસીડન્ટનું બરમાઓએ અપમાન કર્યાથી ખાલસા કરી, બ્રિટિશ અમલમાં જોડી દીધું. ૧૮૫૨.

**ખાલસા પદ્ધતિ :** આ પદ્ધતિના સર્જક ડલહાઉસિ હતો. તે સામ્રાજ્યવાદી હતો, તેથી બ્રિટિશ સામ્રાજ્ય વધારવા આ પદ્ધતિને તેણે જન્મ આપ્યો. આ પદ્ધતિએ હિંદના ઘણાં દેશી રાજ્યોને અંગ્રેજ અમલમાં દાખલ કરી દીધાં. આ પદ્ધતિ પ્રમાણે જે દેશી રાજા અપુત્ર મરણ પામે તેને દત્તક પુત્ર લેવો હોય તો લઈ શકે ખરો; પરંતુ તે માટે સાર્વભૌમ અંગ્રેજ સત્તાની રજા લેવી પડતી. રજા આપવી કે નહિ તે સાર્વભૌમ સત્તાના હાથમાં હતી. દત્તક લીધેલા તે છોકરાને ફક્ત તે વખત રાજાની **ખાનગી મિલકતજ** મળતી. **પરંતુ રાજ્ય માટે તે દત્તક પુત્ર હક્કદાર ગણાય નહિ.** આ પદ્ધતિથી હવે જો કોઈ રાજા અપુત્ર મરણ પામતો તો તેનું રાજ્ય અંગ્રેજ સત્તા ખાલસા કરી પોતાના રાજ્યકારભાર નીચે મૂકતું. આ પદ્ધતિની રૂએ સતારા, ઝાંસી અને નાગપુર તેમજ બીજાં કેટલાંક રાજ્યો જેવાં કે સાંબલપુર, જૈતપુર, કાચાર વગેરે પણ ખાલસા થયાં હતાં.

ડેલહાઉસિએ અયોધ્યાના નવાબને પ્રજા પર જુલ્મ નહિ કરવા ચેતવણી આપી. પરંતુ નવાબે આંખ આડા કાન કર્યાં. આથી ૧૮૫૬માં અવ્યવસ્થિત રાજ્યકારભારને લઈને **અયોધ્યાને** ડેલહાઉસિએ ખાલસા કર્યું. ત્યારપછી વરાડનો વારો આવ્યો. વરાડને ૧૮૦૩માં નિઝામને મરાઠાઓ પાસેથી અપાવ્યો હતો. નીઝામના માથા પર સહાયકારી યોજનાને લઈને અંગ્રેજ લશ્કરનું દેવું વધતું જતું હતું. પૈસા આપવાને નીઝામ અશક્ત હતો તેમજ નિઝામના રાજ્યમાં પણ અવ્યવસ્થા હતી. આથી ૧૮૫૩ **વરાડને** પણ ડલહાઉસિએ ખાલસા કર્યું. ઈ. સ. ૧૮૫૭ના બળવાના જવાબદાર ડેલહાઉસિજ તેમજ તેની ખાલસા પદ્ધતિ અને કેટલેક અંશે તેના સુધારા હતા.

ડેલહાઉસિએ તેના રાજ્યકારભાર દરમ્યાન ઘણાં **સુધારા** દાખલ કર્યાં. ડેલહાઉસિએ ૧૮૫૩માં પહેલવહેલી હિંદમાં રેલ્વે શરૂ કરી. પોસ્ટખાતામાં

સુધારો કરી કાગળની ટીકીટનો દર બે પૈસા કર્યો. આખા હિંદમાં કાગળનો એકજ દર રાખ્યો. આથી લોકોને ઘણો ફાયદો થયો. ડેલહાઉસિએ વિજળીક શક્તિથી ખબરો આપવા તેમજ જરૂરી સંદેશા જલદી આપી શકાય તે માટે તાર-ટેલીગ્રાફની યોજના કરી. હિંદુસ્તાનના લાભને માટે જાહેર બાંધકામ ખાતું. (P. W. D.) સ્થાપ્યું. આ ખાતાએ રસ્તાઓ તેમજ પુલો બંધાવ્યાં. નવી નહેરો ખોદાવી. ગંગાનદીની નહેર ખોદાવી તથા દિલ્હીથી લાહોર સુધીનો પાકો રસ્તો બંધાવ્યો. સર ચાર્લ્સવુડના અભિપ્રાય મુજબ ૧૮૫૪માં કેળવણીમાં પ્રગતિ કરવા માટે પ્રાથમિક શિક્ષણ આપવા માટે શાળાઓ સ્થાપી. આ શાળાઓમાં દેશી ભાષા દ્વારાજ જ્ઞાન અપાતું. આ વ્યવસ્થા જાળવવા એક 'પબ્લીક ઇન્સ્ટ્રક્શન' ખાતાની સ્થાપના કરી તેમજ ખાનગી શાળાઓને સરકારી ગ્રાન્ટ આપવાની યોજના યોજી. દરેક પ્રાન્તમાં યુનિવર્સીટી તેમજ કોલેજની સ્થાપના કરી. ડેલહાઉસિએ સામાજીક સુધારા પણ દાખલ કર્યા. હિંદીઓને ગમે તે ધર્મ બદલવાની છુટ આપી. બંગાળાનો કારભાર ગવર્નર-જનરલનેજ કરવો પડતો; તેથી ડેલહાઉસિએ બંગાળા માટે ખાસ લેફટેનન્ટ ગવર્નર નીમ્યો. આથી ગવર્નર-જનરલનું કામ ઓછું થયું. ઇ. સ. ૧૮૫૩ સુધી એકલા અંગ્રેજો 'સીવીલ સર્વીસ'ની પરીક્ષા આપી શકતા. આ પ્રથા ડેલહાઉસિએ બદલી હિંદીઓને પણ તે પરીક્ષા આપવા હક આપ્યો. આ પરીક્ષામાં પાસ થયેલા હિંદીઓને તેણે મોટા હોદ્દાઓની જગ્યા આપવાની પહેલ કરી. આવી રીતે હિંદમાં ઉત્તમ સુધારા કરી ડેલહાઉસિ ૧૮૫૬માં આઠ વર્ષ રાજ્યકારભાર કરી ઇંગ્લંડ પાછો ગયો. ડેલહાઉસિએ બ્રિટિશ હિંદના નકશાની સીમા વધારી અને આધુનિક હિંદનો નકશો ચિતર્યો એમ કહીએ એ વ્યાજબી તો લેખાશેજ.

## Q. 38 Why do you call Lord Dalhousie as the Maker of Modern India ?

સ. ૩૮ અત્યારની હિંદની રાજ્ય વ્યવસ્થાના મોટા ભાગનો ઉત્પાદક લોર્ડ ડેલહાઉસિ હતો. એમ તમે શા ઉપરથી કહી શકો ?

જુઓ સવાલ ૩૭માની હકીકત.

Q. 39 Write briefly on:–(1) Sir George Barlow. (2) The Reforms of Lord Dalhosie (3) The annexation of sind (4) The Reforms of Lord Cornwallis.

સ. ૩૯ ટૂંક નોંધ લખો:—(૧) સર જ્યોર્જ બાર્લો. (૨) લોર્ડ ડેલહાઉસિના સુધારા, (૩) સિંધનું જોડાણ. (૪) કોર્ન વોલિસના સુધારા.

(૧) **સર જોર્જ બાર્લો:**–જુઓ પાનું ૪૨

(૨) **લોર્ડ ડેલહાઉસિના સુધારા:**–જુઓ સવાલ ૩૭મો.

(૩) **સિંધ:**–ઈ. સ. ૧૮૪૨માં અફઘાનોની લડાઈનો અંત આવ્યો. આ અફઘાન લડાઈને માટે અંગ્રેજ લશ્કર સિંધમાંથી ગયું હતું. સિંધના અમીરોને અંગ્રેજો સાથે ઈ. સ. ૧૮૩૨ના કરાર મુજબ એવું ઠર્યું હતું કે અંગ્રેજોએ પોતાના લશ્કરની હીલચાલ માટે સિંધની નદીઓનો ઉપયોગ ન કરવો. ઈ. સ. ૧૮૩૯થી સિંધને પણ સહાયકારી યોજના હેઠળ મૂક્યું. હવે સિંધના લોકોને આ સહાયકારી યોજના ખૂંચતીજ હતી; તેમાં વળી અંગ્રેજોએ ૧લા અફઘાન વિગ્રહ વખતે ૧૮૩૨ના કરારનો ભંગ કર્યો; આથી તેઓએ બળવો કર્યો અને અંગ્રેજ રેસીડન્ટ ઔટ્રામને ભગાડી મૂક્યો. હિંદના ગવર્નર-જનરલે અમીરો પર એવો આરોપ મૂક્યો કે તેઓ અંગ્રેજો સાથે સારૂં વર્તન નથી રાખતા. આથી તેણે **સર ચાર્લ્સ નેપીઅરને** એક મોટા સૈન્ય સાથે સિંધને અન્યાયી રીતે જીતવા રવાના કર્યો. સર ચાર્લ્સ નેપીઅરે અમીરોને ૧૮૪૩માં મીઆની અને હૈદરાબાદ આગળ હરાવ્યા અને સિંધ પોતાનું બનાવ્યું. ૧૮૪૩માં સિંધને ખાલસા કરી અંગ્રેજી સત્તામાં જોડી દીધું. સિંધના જીતનાર ચાર્લ્સ નેપીઅરનેજ સિંધનો કમીશ્નર બનાવ્યો.

(૪) **કોર્ન વોલિસના સુધારા:**–જુઓ સવાલ ૨૨માની ૨ જાની હકીકત.

Q. 40 Narrate the circumstances that led to the Sepoy Mutiny of 1857. What were its effects.

સ. ૪૦ ઈ. સ. ૧૮૫૭ના લશ્કરી બળવાનાં કારણો તથા તેનાં પરિણામ વિષે લખો.

ઈ. સ. ૧૮૫૬માં ડેલહાઉસિ ગયો; પરંતુ તેની ખાલસા પધ્ધતિ એ તેમજ તેના કરેલા કેટલાક સુધારા એ હિંદમાં બળવાના બી રોપ્યાં. ૧૮૫૬ માં કેનીંગ આવ્યો. ત્યારે હિંદનુ આખું વાતાવરણ ધુંધવાઈ રહ્યું હતું. આ ભયંકર વાતાવરણના કારણો ઘણાં હતાં. તે કારણોને આપણે ત્રણ ભાગમાં વહેંચી શું:- (૧) રાજકીય, (૨) સામાજીક તેમજ ધાર્મિક (૩) લશ્કરી. આ બધાં કારણોને લઇને હિંદ અસંતુષ્ઠ થયું અને તેના પરિણામે ૧૮૫૭ માં સિપાઇના બળવાનું એક ભયંકર મોજું હિંદમાં ફરી વળ્યું.

**રાજકીય:-** ડેલહાઉસિની' ખાલસા પદ્ધતિ' એ હિંદના રજવાડાઓને અંગ્રેજો વિરૂદ્ધ બળવો ઉઠાવવાને શૂર ચઢાવ્યું. દેશી રજવાડાઓ આ પદ્ધતિને પોતાનો શત્રુ ગણવા લાગ્યા. આ પદ્ધતિનો નાશ કરવા અને અંગ્રેજ સત્તાને નાબુદ કરવા ઝાંસીની રાણી, અયોધ્યાનો રાજા, નાના સાહેબ અને મુસલમાન બાદશાહ બહાદુરશાહ ક્યારના તક જોતાં બેસી રહ્યાં હતા. તેઓએ તે તકને જવા ન દીધી. ઘણાં ખરાં બીજાં રાજ્યોના મનમાં પણ એવું જ હતું કે અંગ્રેજોની આ નીતિ હિંદમાંથી દેશી રાજ્યોનું કોઇ દિવસ નામ નિશાન કાઢી નાંખે. આથી ઝાંસીની રાણી લક્ષ્મીબાઈ, બીજા બાજીરાવનો દતક પુત્ર કે જેનું પેન્શન ડેલહાઉસિએ બંધ કરેલું તેથી, નાના સાહેબ, અયોધ્યાનો રાજા તેમજ મુસલમાન બાદશાહ બહાદુરશાહએ લોકોને બળવા માટે ઉશ્કેર્યા. ૧૮૫૭ ના બળવાના તેઓજ આગેવાન પણ થયા. હિંદના લોકોના મન ડેલહાઉસિના બીજા સુધારા જેવાં કે તાર, ટપાલ અને રેલ્વેએ પણ લોકોના મન ઊંચા કરેલાં આથી હિંદના અભણ વર્ગમાં એવી ધાસ્તી પેઠેલીકે અંગ્રેજો હિંદને બાંધી લેવા માંગે છે. અને ત્યારપછી આખા હિંદમાં અંગ્રેજી વાતાવરણ ફેલાવશે. અંગ્રેજી શિક્ષણ દાખલ કર્યું તે પણ તેમની ઉપલી માન્યતાનેજ વધુ પોષતું કારણ બન્યું. હવે આપણે **સામાજીક** કારણો તરફ નજર દોડાવીએ. ડેલહાઉસિએ હિંદમાં વિધવા વિવાહની બહાલી આપી તેથી હિંદઓને એમ થયું કે ચોક્કસ તેઓ હિંદીમાં પણ અંગ્રેજી રિવાજ દાખલ કરવા માંગે છે. હિંદમાં પાદરીઓ આવી ખ્રિસ્તી ધર્મ પાળવા પણ હિંદીઓને સમજાવતાં આથી પણ હિંદમાં બીક પેસી ગઈ હતી કે

અંગ્રેજો હિંદને ખ્રિસ્તિ બનાવશે. હિંદીઓને થતું કે અંગ્રેજોને આપણા ધર્મમાં માંથુ મારવાની શી જરૂર? હવે અંગ્રેજોના હિંદમાં ૧૦૦ વર્ષ પુરાં થયાં હતા તેથી તેનો અમલ તપ્યો હતો એમ પણ હિંદની માન્યતા હતી. સતી, બલિદાન વગેરે કરેલાં સુધારા માટે અભણ લોકોમાં અશાંતિ હતી. આવી રીતે સમાજીક સુધારાએ પણ અંગ્રેજો વિરૂદ્ધ બળવો ફેલાવવાનો પોતાનો હિસ્સો લોકોને આપ્યો.

**લશ્કરી** કારણો:–સિપાઈઓના પગારમાં ઘટાડો કર્યો હતો. લશ્કરી સિપાઈઓને ગમે ત્યાં યુદ્ધ માટે જવું પડતું. સાગર પાર પણ તેઓને જવું પડતું. હિંદુઓમાં સાગરપાર જવાનું નિષેધ ગણવામાં આવતું. લશ્કરી સિપાઈઓને આથી ભય લાગ્યો કે કદાચ આવી રીતે અંગ્રેજો તેઓનો ધર્મ ભંગ કરાવવા માંગે છે. લશ્કરમાં કાયદાઓ પણ કડક હતા તેમજ હિંદી સિપાઈઓ પર જુલ્મ પણ ઘણો હતો. સિપાઈઓને પણ અમુકજ પોષાક તેમજ અમુક જાતનીજ દાઢી પણ રાખવી પડતી. સિપાઈઓમાં આથી ક્ચવાટ ઊભો થયો હતો. આથી અશાંતિનું વાતાવરણ ભયંકર બનાવ માટે તૈયારજ હતું. આ વખતે તે સિપાઈઓને 'એન્ફીલ્ડ રાયફલ' નામની બંદુક આપવામાં આવી. આ બંદુકની કારતુસોને ફોડવા માટે સિપાઈઓને તેના પર રહેલા કાગળને મોંડાથી તોડીને પછી બંદુકમાં ભરવી પડતી. આ કારતુસો માટે સિપાઈઓને એવી ખબર પડી કે તે કારતુસોને ગાય અને ડુક્કરની ચરબી લગાડેલી હોય છે. આથી હિંદુ તેમજ મુસલમાન સિપાઈઓના ક્ચવાટમાં ઘી હોમાયું. આજ 'એન્ફીલ્ડ રાયફલ' અંતનું ૧૮૫૭ના સિપાઈના બળવાનું કારણ બન્યું. સિપાઈઓએ બળવો શરૂ કર્યો અને તેઓનું ખરેખરું પોત પ્રકાશ્યું. મીરત. દિલ્હી, કાનપુર, લખનૌ, ઝાંશી, ગ્વાલીયર, નાગપુર, બનારસ વગેરે મથકોએ આ બળવાના તણખા ઊડ્યાં અને તેઓ પણ બળવામાં સામેલ થયાં. આ બળવામાં ઘણાં અંગ્રેજોની કતલ થઈ. બળવાની અસર ઈંગ્લાંડની પાર્લામેન્ટ પર ઘણી સખત થઈ. પાર્લામેન્ટે તરતજ કંપની સરકાર પાસેથી હિંદના રાજ્ય કારભાર ઝૂટવી લઈ ઈંગ્લાંડના તાજના હાથમાં સોંપ્યો. ૧૮૫૮ ડાયરેક્ટર મંડળ તેમજ બોર્ડ ઓફ કન્ટ્રોલ

કાઢી નાંખ્યા. હિંદનો રાજ્યકારભાર સાચવવા 'હિંદી વજીર'ની નિમણુંક કરી. તે વઝીરને મદદ કરવા ૧૫ માણસોની એક કાઉન્સીલ પણ નીમી. હિંદના ગવર્નર-જનરલને વાઈસરોય બનાવ્યો. ૧૮૫૮માં રાજાઓનો દત્તક લેવાનો હક મંજુર કર્યો. ધર્મમાં કંઈપણ માથું નહિ મારવાની બહાલી આપી. જાતિ ભેદ વિના હિંદીઓને મોટી નોકરીમાં જગ્યા આપી. તેમજ બંડખોરોને માફી બક્ષી. આવી રીતે કંપનિ સરકારનો રાજ્યકારભાર ૧૦૦ વર્ષ પછી ૧૮૫૭ના બળવાથી નાબુદ થઈ હિંદમાં ઈંગ્લાંડના તાજનો વહીવટ ચાલુ થયો.

Q. 41 What were the Causes of the Indian Mutiny of 1857? What were the fruits of it?

સ. ૪૧. ઇ. સ. ૧૮૫૭ના બળવાના કારણો તથા તેની અસર વિષે લખો.

જુઓ સવાલ ૪૦માનો જવાબ.

Q. 42 " Lord Dalhousie was responsible for the Sepoy Mutiny of 1857". justify this statement fully.

સ. ૪૨. 'ઇ. સ. ૧૮૫૭ના બળવા માટે લોર્ડ ડેલહાઉસિ જોખમદાર હતો.' એ હકીકત સમજાવવા પુરતા કારણો આપો.

જુઓ સવાલ ૪૦ મો.

Q. 43 Describe the principal features of the administration of Lord Dalhousie.

સ. ૪૩. લોર્ડ ડેલહાઉસિના રાજ્યકારભારની વિશેષતા વિષે લખો.

જુઓ સવાલ ૪૦ માની હકીકત.

Q. 44 Give in detail the expansion of the British power under Marquis of Hastings. What steps he took to place it on a strong bases?

સ. ૪૪. માર્કવે'સ ઓવ હેસ્ટિંગ્સના વખતમાં અંગ્રેજ રાજ્ય વિસ્તારમાં કેટલું વધ્યું ? તે વિષે લખો, અંગ્રેજ રાજ્યને સારા પાયા પર મૂકવા તેણે શું પગલાં લીધાં

જુઓ સવાલ ૨૮માનો જવાબ.

Q. 45. Write stort notes on:-(1) Doctrine of Lapse; (2) The Indian Mutiny:1857. (3) The annexation of the Punjab; (4) The Queen's Proclamation.

સ. ૪૫. (૧) ખાલસા પદ્ધતિ (૨) ઈ. સ. ૧૮૫૭નો બળવો (૩) પંજાબનું જોડાણ (૪) મહારાણી વિકટોરિયાનો ઢંઢેરો. વિષે ટૂંક નોંધ લખો.

(૧) **ખાલસા પદ્ધતિ:-**જુઓ સવાલ ૩૭ મો.

(૨) **૧૮૫૭ હિંદનો બળવો:**-જુઓ સવાલ ૪૦ મો.

(૩) **પંજાબ ખાલસા:**-૧૮૩૯માં રણજીતસિંહના મૃત્યુ પછી શીખોને હાથમાં રાખે એવો કોઈપણ મુત્સદ્દી રાજા ન હતો. શીખ લશ્કર-ખાલસા-ને કાબુમાં રાખવું મુશ્કેલ હતું જેને લીધે રાજ્યમાં પણ રણજીતસિંહના મૃત્યુ પછી અશાંતિએ ઘર કર્યું. શીખ ૧ લો વિગ્રહ થયો. પરિણામે શીખોને પંજાબમાં અંગ્રેજ રેસીડન્ટને રાજ્યકારભાર પર દેખરેખ રાખવા રાખવો પડયો. આ બ્રીટીશ રેસીડન્ટે મુલતાનના રાજા મુળરાજ પાસે હિસાબ માંગ્યો. મુળરાજે તે આપવા ના પાડી. મુળરાજ તેમજ બીજા શીખોને અંગ્રેજી અધિકારો અને તેમની રાજ્યતંત્રમાં ડખલગીરી ખૂંચતી હતી. આથી મુળરાજે તરતજ રાજીનામું આપી દીધું. મુળરાજે બળવો કર્યો. શીખો પણ તેમાં જોડાયા. બ્રીટીશ રેસીડન્ડનું ખૂન પણ થયું. આથી લોર્ડ ડલહૌઝીએ યુધ્ધ જાહેર કર્યું. રામનગર અને ચિલિયાનવાલા આગળ અંગ્રેજો હાર્યા. પરંતુ ૧૮૪૯માં ગુજરાત (પંજાબ)માં બ્રીટીશ અમલદાર સરહ્યુ ગોફે શીખોને જબરો ફટકો માર્યો. શીખો હાર્યા. લોડ ડેલહાઉસિએ તરતજ વિગ્રહના અંતમાં પંજાબ ખાલસા કરી અંગ્રેજ સત્તા નીચે મૂકી દીધું.

(૪) **૧૮૫૮નો રાણીનો ઢંઢેરો:**-૧૮૫૭ના બળવા પછી **હિંદના** રાજ્યતંત્રની લગામ કંપનિ સરકાર પાસેથી ઈંગ્લાંડના તાજના હાથમાં **આવી.** ઈંગ્લાંડના તાજે ઢંઢેરાથી હિંદને સુખશાંતિ તેમજ હિંદી રાજ્યોના માનમરતબા સાચવવાનું વચન આપ્યું. ૧૮૫૮માં ઈંગ્લાંડની ગાદીએ મહારાણી વિક્ટોરીઆ હતી. તેણે એક ઢંઢેરો ૧૮૫૮ની નવેમ્બરની ૧લી તારીખે બહાર પાડ્યો. હિંદના તે વખતના ગવર્નર-જનરલ લોર્ડ કેનિંગે **અલ્લાહબાદ**માં એક મોટો દરબાર ભર્યો અને રાણીનો ઢંઢેરો હિંદમાં જાહેર કર્યો. આ ઢંઢેરા મુજબ હવેથી હિંદના ગવર્નર-જનરલને હિંદના વાઇસિરોયનું પદ મળ્યું. હિંદના દેશી રાજ્યોને દત્તકપુત્ર લેવાની છૂટ આપવામાં આવી અને તે દત્તકપુત્રને તેના પછી ગાદી પણ મળશે તેમજ તેઓને વચન પ્રમાણે માન આપવામાં આવશે. હિંદના ધર્મમાં હવેથી અંગ્રેજો માથું નહિ મારશે અને તેઓને જે ધર્મ પાળવો હોય તે પાળી શકશે. હિંદીઓને પોતપોતાના રિવાજો પાળવાની છૂટ આપી. હિંદીઓને કોઈપણ જાતિભેદની દખલગીરી સિવાય હિંદમાં મોટી નોકરીની જગ્યાઓ લાયકાત પ્રમાણે આપવામાં આવશે. બળવામાં ભાગ લેનારાઓને માફી બક્ષી. હિંદમાં સર્વને સરખો ન્યાય આપવામાં આવશે. હિંદીઓના સુખેજ અંગ્રેજોનું પણ સુખ છે. આ રીતે ઢંઢેરાથી હિંદમાં શાંતિ પ્રસરી. આ પછી હિંદના બીજા મોટાં શહેરોમાં દરબારો ભરીને આ ઢંઢેરો લોકોમાં વાંચી પ્રસિદ્ધ થયો.

Q. 46. What gave rise to the Mutiny of 1857 ? Why did it break down so early ?

સ. ૪૬. ૧૮૫૭ના બળવાને કોણે જન્મ આપ્યો ? આ કારણોને લઈને તેનો અંત જલદી આવ્યો ?

પહેલા ભાગ માટે જુઓ સવાલ ૪૩મો.

ઈ. સ. ૧૮૫૭માં હિંદમાં સિપાઈઓનો બળવો ઊઠયો. **ફેબ્રુઆરી** માસમાં કલકત્તા નજીક આવેલા **બરાકપુર**માંજ આ બળવાનો જન્મ થયો. પરંતુ **મીરત**માં 'મે' માસમાં ફાટયો. અહીંથી બળવાના તણખાં

ઉડવા લાગ્યા. દિલ્હીની ગાદી પર બળવાખોરોએ બહાદુરશાહને બેસાડી દિલ્હી પોતાનું બનાવ્યું. **કાનપુરમાં** પણ અંગ્રેજોએ છંછેડેલા **નાનાસાહેબે** જુન માસમાં બળવો ઉઠાવી. બળવાખોરોની આગેવાની લીધી. અંગ્રેજ સ્ત્રીપુરુષો તેમજ બાળકો આ બળવાનો ભોગ બન્યાં. લખનૌ, ઝાંસી, ગ્વાલીઅર, નાગપુર વગેરે સ્થળો પણ બળવાનાં અગ્નિ કેન્દ્રો બન્યાં.

૧૮૫૭ના બળવાને અંગ્રેજો બહુ સહેલાઈથી કાબુમાં લાવી શક્યાં. પહેલાં અંગ્રેજોએ દિલ્હી સર કરી, ત્યાંના બાદશાહ બહાદુરશાહને ગાદી પરથી ઉઠાડી મૂકી રંગુન મોકલી દીધો. તેના બે પુત્રોને ઠાર કર્યા. નાનાસાહેબ પણ નાઠો. ઝાંસીની રણચંડી **લક્ષ્મીદેવી** પણ રણમેદાનમાંજ બહાદુરીથી ખપી ગઈ. મરાઠા સરદાર **તાતીઆ ટોપી** ફાંસીએ ચઢ્યો. અંતે બળવાની પણ સમાપ્તી થઈ.

અંગ્રેજો બળવાને આટલા જલદી દબાવી કેમ શક્યા? આ પ્રશ્નનો જવાબ એટલોજ કે સિપાઈઓનો બળવો દરેક સ્થળે જુદે જુદે સમયે જન્મ્યો. વધુમા હિંદનાજ કેટલાંક દેશી રાજ્યોએ પણ અંગ્રેજોને બળવાખોરોને દબાવવામાં ખુલ્લે દિલે મદદ આપી. જો એકી વખતે હિંદમાં દરેક સ્થળે બળવો ફાટી નીકળ્યો હોત અને હિંદનાજ દેશીરાજ્યોએ અંગ્રેજ સરકારને મદદ કરી ન હોત તો બળવો આટલી સહેલાઈથી અને જલદીથી શું અંગ્રેજો કાબુમાં લઈ શકત? અંગ્રેજ સરકારને કદાચ હિંદ તેજ વખતે છોડવું પડતે એમ કહીએ તો અયોગ્ય નજ ગણાય.



અંગ્રેજી છઠ્ઠા અને સાતમા ધોરણ માટે નવા પુસ્તકો.

# નવીન મેટ્રિક્યુલેશન ઈતિહાસ

[પ્રશ્નોત્તરરૂપે]

**મુસલમાન યુગ**–મહમદ ગીઝનીથી મોગલવંશના અંત સુધીના ઈતિહાસનું સવાલ જવાબરૂપે સહેલી ભાષામાં લખાયેલું તદ્દન નવું અને પહેલુંજ પુસ્તક ૦–૪–૦

**બ્રીટીશ યુગ**–શરૂઆતથી તે ૧૮૫૭ના બળવાના અંત સુધીની બધીજ હકીકતો એક વખત વાંચતાંજ યાદ રહી જાય એવી ભાષામાં લખાયેલા આ પુસ્તકમાં અંગ્રેજી અને ગુજરાતી બન્ને ભાષામાં સવાલો આપવામાં આવ્યા છે. ૦–૪–૦

**હિંદુસ્તાન તથા ઈંગ્લંડના નવા રાજ્ય બંધારણો** પ્રશ્નોત્તર રૂપે ૦–૪–૦

**સ્టુઅર્ટ અને હેનોવર યુગ**–(બ્રીટીશ રાજ્ય બંધારણ સાથે) ઈંગ્લંડના ઈતિહાસ જેવો અઘરો વિષય સાદી અને સરળ ભાષામાં સમજાવતું બ્રીટીશ રાજ્યબંધારણના સવાલ જવાબો સાથેનું પુસ્તક ૦–૮–૦

મુંબઈ યુનિવર્સીટીના નવા સુધારેલા અભ્યાસક્રમ મુજબના આ પુસ્તકોમાં બધીજ ઐતિહાસિક બાબતોની ગુંથણી મુદ્દાસર અને સહેલી ભાષામાં કરેલી હોવાથી આ પુસ્તકો ફક્ત એકજ વખત વાંચવાથી પરિક્ષામાં અચૂક સફળતા મળે છે.

પરિક્ષામાં પસાર થવા ઈચ્છનાર દરેક વિદ્યાર્થીએ આ પુસ્તકો વસાવવાજ જોઈએ.

**બધા જાણીતા બુકસેલરોને ત્યાં મળે છે, અથવા**

પહેલા ત્રણ પુસ્તકો માટે દરેકના **પાંચ આના** અને ચોથા પુસ્તક માટે નવ આનાની ટપાલની ટીકીટ મોકલી નીચેના સરનામેથી મંગાવો.

## શ્રી ગજાનન પુસ્તકાલય

**તમામ જાતના નવા તથા જુના પુસ્તકો સસ્તામાં સસ્તી કીંમતે ભરપુર કમીશનથી બહારગામ મોકલનાર**

ટાવર રોડ, **સુરત.**

**અંગ્રેજી છઠ્ઠા તથા સાતમા ધોરણના વિદ્યાર્થી બંધુઓ ! ! !**
**જેને માટે તમે લાંબા વખતથી તપાસ કરતા હતા તે પુસ્તક**

# શરીર વિજ્ઞાન અને આરોગ્ય શાસ્ત્ર

**[ પ્રશ્નોત્તરરૂપે ગુજરાતીમાં ]**

કર્તા,

**કાન્ત. એસ પંડયા**

બી; એસસી. બી. ટી.

**શરીર વિજ્ઞાન અને આરોગ્યશાસ્ત્રના શિક્ષક**
ધી પ્રોપ્રાયટરી હાઇસ્કુલ **સુરત.**

આ પુસ્તકમાં Physiology & Hygiene જેવો અઘરો અને વૈજ્ઞાનિક વિષય મુંબઈ યુનીવર્સીટીના નવા સુધારેલા અભ્યાસક્રમ મુજબ તદ્દન શરૂઆતથી શરૂ કરી આખો વિષય સવાલ જવાબના રૂપમાં એકદમ સહેલી ગુજરાતી ભાષામાં સમજાવવામાં આવેલો છે. જેથી સાધારણ વિદ્યાર્થી પણ આ અઘરા વિષયમાં આ એકજ પુસ્તક વાંચી પરિક્ષામાં જરૂર સફળ થઈ શકશે.

માટે લાંબી અને અઘરી ટેક્સ્ટ બુકો વાંચી સમય અને પૈસાનો બગાડ કરવા કરતાં:—

**તમારી સફળતા માટે તમે પણ જરૂર આજેજ**
**વસાવી લ્યો**

**બધા જાણીતા બુકસેલરો વેચે છે.**

અથવા નીચેના સરનામેથી મંગાવો

## શ્રી ગજાનન પુસ્તકાલય

**તમામ જાતના હાઇસ્કુલ તથા કોલેજના જુના તેમજ નવા**
**પુસ્તકો એકદમ સસ્તી કીંમતે બહારગામ મોકલનાર.**

**ટાવર રોડ, સુરત.**

# USEFUL BOOKS FOR STDS. VI & V

| | |
|---|---|
| Golden Guide to General English By K. A. THAKKAR M.A.LL.B. | 0- |
| All India High School Essays & Letters | 1- |
| Figures of Speech by M. S. Patel | 0- |
| Analysis made easy by B. P. Aggarwala | 0- |
| Parsing made easy ,, ,, ,, | 0- |
| Summary of Physics and Chemistry | 0- |
| 50 Test Papers in General English | 1-8-0 |
| An Hour with Physics: Pocket Book | 0-2-0 |
| An Hour with Chemistry: Pocket Book | 0-2-0 |
| Algebra in an easy chair | 0-1-6 |
| How & why in Geography (in Gujarati) | 0-5-0 |
| Success in Algebra By A. Aziz | 0-12-0 |
| Etymology & Prefixes & Suffixes | 0-1-6 |
| English Idioms | 0-4-0 |
| Practice in General Sanskrit | 1-0-0 |
| મુસલમાન યુગ (પ્રશ્નોત્તરરૂપે) | ૦-૪-૦ |
| સરળ મેટ્રીકયુલેશન ભુગોળ ,, | ૧-૨-૦ |
| સ્ટુઅર્ટ તથા હેનોવર વંશ બ્રિટીશ રાજ્ય બંધારણ સાથે ,, | ૦-૮-૦ |

Can be had from–

**Shree Gajanan Pustakalaya**

New & Secondhand Bookseller,

Tower Road, SURAT.